## ॥ अथ तृतीय दिवसेऽध्यापनीय वेदनीयकर्मनिवारणार्थं तृतीय पूजाष्टक प्रारंभः ॥

(આ પૂજામાં જોઇતી ચીજોનાં નામ.)

(૧ કસ્તુરી, બરાસવાળું જળ, ૨ કેસર, બરાસ, ૩ ફુલપગાર કરીયે. ૪ પંચાંગ ધૂપ, ૫ બે દિવેટનો દીપક, ૬ કમોદશાલિ અખંડ, ૭ નૈવેદ્ય, ૮ ફળ.

### ॥ प्रथम जळपूजा प्रारंभ ॥

॥ દોહા ॥

ત્રીજું અઘાતી વેદની, જાવ લહે શિવશર્મ ॥
સંસારે સવિ જીવને, તબ લગે એહિજ કર્મ ॥ ૧ ॥
બંધોદય અધ્રુવ કહી, ધ્રૂવસત્તાયે હોય ॥
પયડી અઘાતી જાણીયે, શાતા અશાતા દોય ॥ ૨ ॥
કર્મ વિનાશીને હુવા, સિદ્ધ બુદ્ધ ભગવાન્ ॥
તે કારણ જિનરાજની, પૂજા અષ્ટવિધાન ॥ ૩ ॥
ન્હવણ વિલેપન કુસુમની, જિન પુર ધૂપ પ્રદીપ ॥
અક્ષત નૈવેદ્ય ફળતણી, કરો જિનરાજ સમીપ ॥ ૪ ॥

॥ ઢાળ પહેલી ॥

(રૂડીને રઢિયાલી રે વાલ્હા૦—એ દેશી.)

ન્હવણની પૂજા રે, નિરમલ આતમા રે ॥ તીર્થોદકનાં જળ મેલાય, મનોહર ગંધે તે ભેલાય ॥ ન્હવ૦ ॥ ૧ ॥ સુર ગિરિ દેવા રે, સેવા જિનતણી રે ॥ કરતાં ન્હવણ તે નિરમળ

થાય, કનક રજત મણિકળશ ઢળાય ॥ ન્હવ૦ ॥ ૨ ॥ સુર વહુ નાચે રે, માચે વેગશું રે ॥ ગાયન દેવ તે જિનગુણ ગાય, વૈશાલિક મુખદર્શન થાય ॥ ન્હવ૦ ॥ ૩ ॥ ચિહું ગતિ માંહે રે, ચેતન રોલિયો રે ॥ સુર નર જે સુખિયા સંસાર, નારક તીરિ દુઃખનો ભંડાર ॥ ન્હવ૦ ॥ ૪ ॥ શે વશ સુખમાં રે, સ્વામિ ન સાંભરયા રે ॥ તેણે હું રઝળ્યો કાળ અનંત, મલિન રતન નવિ તેજ જગંત ॥ ન્હવ૦ ॥૫॥ પ્રભુ નવરાવી રે, મેલ નિવારશું રે ॥ વેદની વિઘટે મણિ ઝલંકત, શ્રી શુભવીર મળે એકંત ॥ ન્હવણની૦ ॥ ૬ ॥

॥ કાવ્યં ॥

॥ તિર્થોદકૈઃ ॥ ૧ ॥ સુરનદી૦ ॥ ૨ ॥ જનમનો૦ ॥૩॥

॥ અથ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ વેદનીયકર્મનિવારણાય ॥ જલં ય૦ ॥ સ્વાહા ॥

॥ઇતિ વેદનીયકર્મનિવારણાર્થે પ્રથમ જલપૂજા સંપૂર્ણ ॥૧॥

## ॥ अथ द्वितीय चंदनपूजा प्रारंभ ॥

॥ દોહા ॥

વેદની કર્મતણી કહું, ઉત્તરપયડી દોય ॥
જાસ વિવશ ભવચોકમાં, મૂંઝાણા સહુ કોય ॥ ૧ ॥

॥ ઢાળ બીજી ॥

( રાગ આશાવરી.–સાહિબ સહસફણા.—એ દેશી. )

તન વિકસે મન ઉલ્લસે રે, દેખી પ્રભુની રીત ॥ દાયક

દિલ વસિયા ॥ જૂરણ લાગી જીભડી રે, પૂરણ બાંધિ પ્રીત ॥ દા૦ ॥ ૧ ॥ નયન જયોતિ સમ પ્રીતડીરે, એક સુરત હોય કાન ॥ દા૦ ॥ વેદની હરિ ધનવંતરીરે, કરિયે આપ સમાન ॥ દા૦ ॥ ૨॥ વેદના ઘર વાસો વસ્યો રે, નાડયા નાથ કુનાથ ॥ દા૦ ॥ પાણી વલોવ્યું એકલું રે, ચતુર ન ચઢિયો હાથ ॥ દા ૦ ॥૩ ॥ ખડગધાર મધુલેપશું રે, તેહવો એ સંસાર ॥ દા૦ ॥ લક્ષણ વેદની કર્મનું રે, ફળ કિંપાક વિચાર ॥દા૦ ॥૪॥ તુજ શાસન પામે થકે રે, લાધો કર્મનો મર્મ ॥દા૦॥૫॥ કોડી કપટ કોઇ દાખવે રે, પણ ન તજું તુજ ધર્મ ॥દા૦ ॥૫॥ પૂજ્ય મળે પૂજા રચું રે, કેસર ઘોળી હાથ ॥ દા૦ ॥ શ્રી શુભવીરવિજય પ્રભુ રે, મળિયો અવિહડ સાથ ॥ દા૦ ॥ ॥૬॥

॥ કાવ્યં ॥ જિનપતે૦ ॥ ૧ ॥ સહજકર્મ૦ ॥ ૨ ॥

॥ અથ મંત્રઃ ॥

॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ ॥ વેદનીયલક્ષણકર્મનિવારણાય॥ ચંદનં ય૦ ॥ ॥ સ્વાહા ॥

॥ ઇતિવેદનીયકર્મલક્ષણનિવારણાર્થેદ્વિતીયચંદનપૂજાસંપૂર્ણ॥

---

## ॥ अथ तृतीय पुष्पपूजा प्रारंभ ॥

॥ દોહા ॥

બળિયો સાથ મળે થકે, ચોરતણું નહીં જોર ॥
જિનપદ ફુલે પૂજતાં, નાસે કર્મ કઠોર ॥ ૧ ॥

॥ ढाळ त्रीजी ॥

( राग सारंग.—हो धन्ना—ए देशी. )

कर्म कठोर दूर करो रे ॥ मित्ता ॥ पामो श्री जिनराज फुलपगपर पूजा रचो रे ॥ मित्ता ॥ पामी नरभव आज रे ॥ रंगीवा मित्ता ॥ एप्रभु सेवोने ॥ ए प्रभु सेवो शानमां रे मित्ता ॥ पामो जेम शिवराज रे ॥ रंगी० ॥ ए० ॥१ ॥ वेदनीवश तुमे कां पडो रे ॥ मित्ता ॥ जेहने प्रभुशुं वेर ॥ साहिब वेरी न विससो रे ॥ मित्ता ॥ तो होयसाहिबमहेर रे ॥ रंगी० ॥ ए० ॥ २ ॥ छठ्ठा गुणठाणा लागे रे ॥ मित्ता॥ बंध अशाता जाण ॥ शाता बाधे केवली रे ॥ मित्ता ॥तेरमे पण गुणठाण रे ॥ रंगी० ॥ ए० ॥३॥ शाता अशाता एक पदे रे ॥ मित्ता ॥ चरमगुणे परिहार ॥सत्ता उदयथी केवली रे ॥ मित्ता ॥ सहे परिसह अगियार रे ॥ रंगी० ॥ ए० ॥ ॥ ४ ॥ तीस कोडाकोडी सागरु रे ॥ मित्ता ॥ लघु यातैया त्र-भाग ॥ बंध अशाता वेदनी रे ॥ मित्ता ॥ हवे शाता सु-विभाग रे ॥ रंगी० ॥ ए० ॥ ५ ॥ पन्नर कोडाकोडी सागरुरे ॥ मित्ता ॥ लघु दोय समय ते थीर ॥ गोयम संशय टालियो रे ॥ मित्ता ॥ भगवइमां शुभवीर रे ॥ रंगी० ॥ ए० ॥६॥

॥ काव्यं ॥ सुमनसां० ॥ १ ॥ समयसार० ॥ २ ॥

॥ अथ मंत्र ॥

॥ ॐ ह्रीँ श्रीपरम० ॥ वेदनीयबंधनिवारणाय ॥

પુષ્પાનિ ય૦ ॥ સ્વાહા ॥

॥ઇતિ વેદનીયબંધનિવારણાર્થં તૃતીય પુષ્પપૂજા સંપૂર્ણ॥

## ॥ अथ चतुर्थ धूपपूजा प्रारंभ ॥

॥ દોહા ॥

ઉત્તરાધ્યયને થિતિ લઘુ, અંતરમુહૂર્ત્ત કહાય ॥
પન્નવણામાં બાર તે, શાતાબંધ સંપરાય ॥ ૧ ॥
શાવા વેદની બંધનું, ઠાણ પ્રભુપુર ધૂપ ॥
મિચ્છત દુર્ગંધ દૂરે ટળે, પ્રગટે આત્મસ્વરૂપ ॥ ૨ ॥

॥ ઢાળ ચોથી ॥

( વિમળાચળ વેગે વધાવો.—એ દેશી. )

ચઉમાસી પારણું આવે, કરી વિનતિ નિજ ઘર જાવે॥ પ્રિયા પુત્રને વાત જણાવે, પટકૂળ જરી પથરાવે રે ॥ મહાવીર પ્રભુ ઘર આવે ॥ જીરણશેઠ ભાવના ભાવે રે ॥ મહા॥ ॥ ૧ ॥ ઉભી શેરિયે જળ છંટકાવે, જાય કેતકી ફુલ બિછાવે ॥ નિજ ઘર તોરણ બંધાવે, મેવા મિઠાઇ થાળ ભરાવે રે ॥મહા૦ ॥૨॥ અરિહાને દાનજ દીજે, દેતાં દેખી જે રીઝે॥ પટમાસી રોગ હરીજે, સીઝે દાયક ભવ ત્રીજે રે ॥ મહા૦॥ ॥ ૩ ॥ તે જિનવર સનમુખ જાવું, મુજ મંદિરીયે પધરાવું॥ પારણું ભલી ભક્તે કરાવું, જુગતે જિનપૂજા રચાવું રે ॥ મહા૦ ॥૪॥ પછી પ્રભુને વોળાવા જઇશું, કર જોડી સામા રહીશું નમી વંદી પાવન થઇશું, વિરતિ અતિરંગે વહીશું

રે ॥ મહા૦ ॥ ૫ ॥ દયા, દાન, ક્ષમા, શીલ, ધરશું, ઉપદેશ સજ્જનને કરશું ॥ સત્ય જ્ઞાનદશા અનુસરશું, અનુકંપાલક્ષણ વરશું રે ॥ મહા૦ ॥ ૬ ॥ એમ જીરણશેઠ વદંતા, પરિણામની ધારે ચઢંતા ॥ શ્રાવકનો સમે કરંતા, દેવદુંદુભિનાદ સુણંતા રે ॥ મહા૦ ॥ ૭ ॥ કરી આયુ પૂરણ શુભભાવે, સુરલોક અચ્યુતે જાવે ॥ શાતાવેદની સુખ પાવે, શુભવીર વચનરસ ગાવે રે ॥ મહાવીર૦ ॥ ૮ ॥

॥ કાવ્યં ॥ અગરમુખ્ય૦ ॥ ૧ ॥ નિજગુણાક્ષય૦ ॥ ૨ ॥

॥ અથ મંત્ર ॥

॥ ૐ હ્રીં શ્રી પરમ૦॥શાતાબંધાપહારાય॥ધૂપંય૦॥ સ્વાહા ॥

॥ ઇતિ શાતાબંધાપહાર્થં ચતુર્થ ધૂપપૂજા સંપૂર્ણ ॥ ૪ ॥

## ॥ अथ पंचम दीपकपूजा प्रारंभ ॥

॥ દોહા ॥

શાતાબંધક પ્રાણિયા, દીપે એણે સંસાર ॥
તેણે દીપકપૂજા કરી, હરિયે દુઃખ અંધાર ॥ ૧ ॥

॥ ઢાળ પાંચમી ॥

( ચતુર ચેતો ચેતનાવલી— એ દેશી. )

સાંભળજો મુનિ સંયમરાગે, ઉપસમ શ્રેણે ચઢિયા રે ॥ શાતાવેદની બંધ કરીને, શ્રેણી થકી તે પડિયા રે ॥ સાં૦ ॥ ॥ ૧ ॥ ભાંખે ભગવઈ છઠ્ઠતપ બાકી, સાતલવાયુ ઓછે રે ॥ સર્વાર્થસિદ્ધ મુનિ પોહોતા, પુર્ણાયુ નવિ છોછો રે ॥ સાં૦॥

॥૨॥ શય્યામાં પોઢ્યા નિત્ય રહેવે, શિવમારગ વિસામોરે ॥ નિર્મળ અવધિનાણે જાણે, કેવલી મન પરિણામોરે ॥સાં૦॥ ॥ ૩ ॥ તે શય્યા ઉપર ચંદરૂવે, ઝુંબખડે છે મોતીરે ॥વિચલું મોતી ચોશઠ મણનું, ઝગમગ જાલિમજ્યોતિરે ॥સાં૦॥ ॥ ૪ ॥ બત્રીશ મણના ચઉ પાખલિયે, શોલમણાં અડ સુણિયાં રે ૪ આઠમણાં શોલશ મુગતાફળ, તિમ બત્રીશ ચઉ મણિયાંરે ॥ સાં૦ ॥ ૫ ॥ દોમણકેરાં ચોશઠ મોતી, ઇગશય અડવીશ મણિયાં રે ॥ દોસય ને વળી ત્રેપન મોતી, સર્વ થઇને મળિયાં રે ॥ સાં૦ ॥ ૬ ॥ એ સઘળાં વિચલા મોતીશું, આફળે વાયુયોગે રે ॥ રાગ રાગણી નાટક પ્રગટે, લવસત્તમ સુરભોગે રે ॥ સાં૦ ॥ ૭ ॥ ભૂખ તરસ છીપે રસલીના, સુરસાગર તેત્રીશ રે ॥ શાતા લહેરમાં ક્ષણ ક્ષણ સમરે, વીરવિજય જગદીશ રે ॥ સાંભળજો ॥ ૮ ॥

॥ કાવ્યં ભવતિ દ્વિપ૦ ॥ ૧ ॥ શુચિમનાત્મ૦ ॥ ૨ ॥

॥ અથ મંત્ર ॥ ઓં હ્રીં શ્રીં પરમ૦ શાતોત્તરસુખપ્રાપણાય ॥ દીપં ય૦ ॥ સ્વાહા ॥

ઇતિ શાતોત્તરસુખપ્રાપણાર્થં પંચમ દીપકપૂજા સંપૂર્ણ ॥૫॥

## ॥ अथ षष्ठ अक्षतपूजा प्रारंभ ॥

॥ દોહા ॥

અક્ષતપૂજાયે કરી, પૂજો જગતદયાળ ॥
હવે અશાતાવેદની, બંધનાં ઠાણ નિહાળ ॥ ૧ ॥

॥ ઢાળ છઠ્ઠી ॥
( બટાઉની દેશી. )

પ્રભો ! તુજ શાસન મીઠ્ઠું રે. સમતાસાધન સાર ॥ યોગનાલિકા રૂઅડી, તેતો જ્ઞાનીને ઘરબારરે ॥ હું રોળ્યો એણે સંસાર રે, ગુણ અવગુણ સરિખા ધારરે, હીરો હાથ ખોલ્યો અંધાર રે, ન કરી જ્ઞાનીશું ગોઠ્ઠી મેરે લાલ ॥૧॥ શોક કર્યો સંસારમાં રે, પરને પીડા દીધ ॥ ત્રાસ પડાવ્યા જીવને, જીવ બંધીખાને લીધ રે ॥ મુનિરાજની નિંદા કીધ રે, મુનિ સંતાપ્યા બહુ વિધ રે, 'રાજા દેવસેનાભિધ રે, એક સરિયશતક પરસિદ્ધ રે ॥ ન૦ ॥ ૨ ॥ માણુસના વધ આચરયા રે, છેદન ભેદન તાસ ॥ થાપણ રાખી ઓળવી, કરી ચાડી પડાવ્યા ત્રાસ રે ॥ દમિયા પર ક્રોધ નિવાસ રે, કેઇ જૂઝવિયા રહી પાસ રે, કેઇ જીવની ભાંગી આસ રે, થયો કરપી કપિલાદાસ રે ॥ ન૦ ॥ ૩ ॥ એમ અશાતાવેદના રે, બાંધે પ્રાણિ અનંત ॥ સૂત્રવિપાકે સાંભળો, મૃગાપુત્રતણો દૃષ્ટાંત રે ॥ સુણી કંપે સમકિતવંત રે, સુખ અક્ષય પામે એકાંત રે, કરો અક્ષતપૂજા સંત રે, શુભવીર ભજો ભગવંત રે ॥ ન૦ ॥ ૩ ॥

॥ કાવ્યં ॥ ક્ષિતિતલે૦ ॥ ૧ ॥ સહજભાવ૦ ॥ ૨ ॥

॥ અથ મંત્ર ॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ ॥ આશાતાબંધસ્થાન નિવારણાય ॥ અક્ષતં ય૦ ॥ સ્વાહા ॥

॥ ઇતિ અશાતાબંધનિવારણાર્થે પંચ અક્ષતપૂજા સંપૂર્ણ ॥

## ॥ अथ सप्तम नैवेद्यपूजा प्रारंभ ॥

॥ દોહા ॥

ન કરી નૈવેદ્ય પૂજના, ન ધરી ગુરૂની શીખ ॥
લહે અશાતા પરભવે, ઘર ઘર માગે ભીખ ॥ ૧ ॥

॥ ઢાળ સાતમી ॥

(કમનરાગિણી—મ્હારી સહિરે સમાણી.—એ દેશી.)

તુજ શાસનરસ અમૃત મીઠું, સંસારમાં નવિ દીઠું રે ॥ મનમોહન સ્વામિ ॥ દીઠું પણ નાવ લાગું મીઠું, નારક દુઃખ તેણે દીઠું રે ॥ મ० ॥ ૧ ॥ દશવિધ વેદન અતુલ તે પાવે, દુઃખમાં કાળ ગમાવે રે ॥ મ० ॥ પરમાધામી દુઃખઉપજાવે, ભવભાવનાયે ભાવે રે ॥ મ० ॥ ૨ ॥ જેમ વિષભુક્તિ તલાર અવાજા, એક નગરે એક રાજા રે ॥ મ० ॥ શત્રુસૈન્ય સમાગમ પહેલા, ગામ ગામ વિષ ભેળ્યો રે ॥ મ० ॥ ૩ ॥ ધાન્ય નિકાઇ મીઠા જળમાં, ગોળ ખાંડ તરૂ ફળમાંરે ॥મ०॥ પડહો વજાવી એમ ઉપદેશે. જે મીઠાં જળ પીશે રે ॥મ०॥ ॥ ૪ ॥ ભક્ષ ભોજ્ય રસ લીના ખાશે, તે યમમંદિર જાશે રે ॥ મ० ॥ દૂરદેશાંગત ભોજન કરશે, ખારાં પાણી પીશે રે ॥ મ० ॥ ૫ ॥ તે ચિરંજીવ લહે સુખશાતા, કદીય ન હોય અશાતા રે ॥ મ० ॥ નૃપ આણા કરી તે રહ્યા સુખિયા, બીજા મરણ લહે દુઃખિયા રે ॥ મ० ॥ ૬ ॥ વિષમિશ્રિત વિષયારસ જુત્તા, બ્રહ્મદત્ત નરક પહુત્તા રે ॥ મ० ॥ મેઘકુમાર ધન્નો સુ-

ખભાજા, શ્રી શુભવીર તે રાજા રે ॥ મનમોહન સ્વામિ ॥૭॥
॥ કાવ્યં ॥ અનશનં૦ ॥ ૧ ॥ કુમતબોધ૦ ॥ ૨ ॥
॥ અથ મંત્રઃ ॥
ૐ હ્રીં શ્રી પરમ૦ ॥ અશાતોદયનિવારણાય ॥ નૈવેદ્યં ય૦ ॥ સ્વાહા ॥
॥ ઇતિ અશાતોદયનિવારણાર્થે સપ્તમ નૈવેદ્યપૂજા સંપૂર્ણ ॥

## ॥ अथ अष्टम फलपूजा प्रारंभ ॥

॥ દોહા ॥
આત્મિક ફળ પ્રગટાવિયું, ટાળી શાત અશાત ॥
ત્રિસલાનંદન આગળે, ફળપૂજા પરભાત ॥ ૧ ॥
॥ ઢાળ આઠમી ॥
( નંદકુમર કેડે પડ્યા, કેમ ભરિયે—એ દેશી. )

વીરકુમારની વાતડી કેને કહિયે, કેને કહિયે રે કેને કહિયે ॥ નવિ મંદિર બેશી રહિયે, સુકુમાળ શરીર ॥ વીર૦ ॥ ॥ એ આંકણી ॥ બાળપણાથી લાડકો નૃપ ભાવ્યો, મળી ચોશઠ ઇંદ્રે મલ્હાવ્યો ॥ ઇંદ્રાણી મળી હુલરાવ્યો, ગયો રમવા કાજ ॥ વીર૦ ॥ ૧ ॥ છોરૂ ઉછાછલાં લોકનાં કેમ રહિયે એની માવડીને શું કહિયે ॥ કહિયે તો અદેખાં થઇયે, નાશી આવ્યાં બાળ ॥ વીર૦ ॥ ૨ ॥ આમલકી ક્રીડાવશે વીંટાણો, મોટો ભોરિંગ રોપ ભરાણો ॥ હાથે ઝાલી વીરે તાણ્યો; કાઢી નાંખ્યો દૂર ॥ વીર૦ ॥ ૩ ॥ રૂપ પિશાચનું દેવતા

કરી ચળિયો, મુજ પુત્રને લેઇ ઊછળિયો ॥ વીર મુષ્ટિપ્રહારે વળિયો, સાભળીયે એમ ॥ વીર૦ ॥ ૪ ॥ ત્રિશલામાતા મોજમાં એમ કહેતી, સખિયોને ઓલંભા દેતી ॥ ક્ષણ ક્ષણ પ્રભુ નામજ લેતી, તેડાવે બાળ ॥ વીર૦ ॥ ૫॥ વાટ જોવંતા વીરજી ઘેર આવ્યા, ખોળે બેસારી હુલરાવ્યા ॥ માતા ત્રિસલાએ નવરાવ્યા, આલિંગન હેત ॥ વીર૦ ॥ ૬॥ યૌવનવય પ્રભુ પામતાં પરણાવે, પછી સંયમશું દિલ લાવે ॥ ઉપસર્ગની ફોજ હઠાવે, લીધું કેવળનાણ ॥ વીર૦ ॥ ૭ ॥ કર્મસૂદન તપ ભાંખિયું જિનરાજે, ત્રણ લોકની ઠકુરાઇ છાજે ॥ ફળ પૂજા કહી શિવકાજે, ભવિને ઉપગાર ॥ વીર૦ ॥ ૮ ॥ શાતા અશાતાવેદની ક્ષય કીધું, આપે અક્ષયપદ લીધું ॥ શુભ વીરનું કારજ સીધું, ભાંગે સાદિ અનંત ॥ વીર૦ ॥ ૯ ॥

॥ કાવ્યં ॥ શિવતરોઃ ॥ ૧ ॥ શમરસૈઃ ॥ ૨ ॥

॥ અથ મંત્ર ॥ ઓઁ હ્રીં શ્રી પરમ૦ ॥ વેદનીયકર્મદહનાય ॥ ફલં ય૦ સ્વાહા ॥

॥ અથ કલશ ॥ ગાયો ગાયો રે મહાવીર૦ ॥

॥ ઇતિ વેદનીયકર્મદહનાર્થં અષ્ટમ ફલપૂજા સંપૂર્ણ ॥૮॥

---

॥ ઇતિ તૃતીય દિવસેઽધ્યાપનીય વેદનીયકર્મનિવારણાર્થં તૃતીય પૂજાષ્ટકં સંપૂર્ણં ॥

## ॥ अथ चतुर्थ दिवसेऽध्यापनीय मोहनीयकर्म-सूदनार्थं चतुर्थ :जाष्टक प्रारंभ ॥

[ આ પૂજામા જોઇતા ચીજોનાં નામ, ]

( ૧ દ્રાખના પાણી, ૨ બાવનાચંદન, ૩ જાય, કેવડા અને જાસુલના ફુલ. ૪ દશાંગ ધૂપ, ૫ બે દીવેટનો દીપક, ૬ ત્રીહિ અખંડ, ૭ નેવેદ્ય, ૮ ફળ. )

### ॥ अथ प्रथम जलपूजा प्रारंभ ॥

॥ દોહા ॥

શ્રી શુભવિજય સુગુરૂ નમો, માતપિતા સમ જેહ ॥ બાળપણ બતલાવિયો, આગમનિધિ ગુણગેહ ॥ ૧ ॥ ગુરૂ દીવો ગુરૂ દેવતા, ગુરૂથી લહિયે નાણ ॥ નાણથકી જગ જાણીયે, મોહનીનાં અહિઠાણ ॥ ૨ ॥ કષ્ટ તે કરવું સોહિલું. અજ્ઞાની પશુખેલ ॥ જાણપણું જગ દોહિલું, જ્ઞાની મોહનવેલ ॥ ૩॥ અજ્ઞાની અવિધિ કરે, તપ જપ કિરિયા જેહ ॥ વિરાધક ષટ કાયનો, આવશ્યકણાં તેહ ॥ ૪॥ મૂરખમુખ આગમ સુણી, પડિયા મોહની પાસ ॥ આગમ લોપે બિંહુ જણા, નરય નિગોદે વાસ ॥૫ ॥ મૂરખસંગ અતિ મળે, તો વસિયે વનવાસ ॥ પંડિતશું વાશો વસી, છેદો મોહનો પાસ ॥ ૬ ॥ કુચ્છા મિચ્છ કષાય સવિ, ભય ધ્રુવબંધિ એહ ॥ શેષ અધ્રુવબંધિ ચહી, મિચ્છધ્રુવેદય ગેહ ॥ ૭ ॥ સગવીસ અધ્રુવોદય કહી, હવે અધ્રુવ સમસીસ ॥ સત્તાથી દુરે કરેઁ ધ્રુવસત્તા છવીસ

॥ ૮ ॥ મોહની દૂર થયે થકે, નાસે કર્મસંભાર ॥ કારણથી કારજ સધે, પૂજા અષ્ટપ્રકાર ॥ ૯ ॥

॥ ઢાળ પહેલી ॥

( ઓધવ ! માધવને કહેજો.—એ દેશી. )

જળપૂજા યુગતે કરીયે, મોહનીબંધ ઠાણ હરિયે, વિનતડી પ્રભુને કરીયે રે ॥ ચેતન ચતુર થઇ ચૂકયો ॥ નિજગુણ મોહવશે મૂકયો રે ॥ ચે૦ ॥ ૧ ॥ જીવ હણ્યા ત્રસ જળ ભેટી, કઇ ફાંસો મોધર ફેટી ॥ મુખ દાબી વાધર વેંટી રે ॥ ચે૦ ॥ ॥ ૨ ॥ કલેશ શમ્યા ઉદેરણીયા, અરિહા અવગુણ મુખ ભણિયા ॥ બહુ પ્રતિપાલકને હણિયા રે ॥ ચે૦ ॥ ૩ ॥ ધર્મી ધર્મથી ચૂકવિયા, સૂરિ પાઠક અવગુણ લવિયા ॥ શ્રુતદાયક ગુરૂ હેલવિયા રે ॥ ચે૦ ॥ ૪ ॥ નિમિત્ત વશીકરણે ભરિયો, તપસી નામ વૃથા ધરિયો ॥ પંડિત વિનય નવિ કરિયો રે ॥ ચે૦ ॥૫॥ ગામ દેશ ઘર પરજાળ્યાં, પાપ કરી અન્ય શિર ઢાળ્યા ॥ કપટ કરી બહુ જન વાળ્યાં રે ॥ ચે૦ ॥ ૬ ॥ બ્રહ્મચારી થઇ ગવરાણો, પરદારાશું મુંઝાણો ॥ પરધન દેખી દુહવાણો રે ॥ ચે૦ ॥ ૭ ॥ પરદ્રોહી મિથ્યાભાષી, વિશ્વાસઘાતી કૂડશાખી ॥ મુનિ છંડી સેવ્યા ખાખી રે ॥ ચે૦ ॥ ૮ ॥ મોહનીબંધ કરી ફરિયો, સિત્તેર કોડાકોડી સાગરિયો ॥ હવે તુમ શાસન અવતરિયો રે ॥ ચેતન૦ ॥ ૯ ॥ શ્રી શુભવીર મયા કીજે, જિમ સેવક કારજ સીઝે ॥ વાંક ગુનો બખસી દીજે રે ॥ ચેતન ચતુર થઇ ચૂકયો ॥ ૧૦ ॥

॥ કાવ્યં ॥

॥ તિર્થોદકૈઃ૦ ॥ ૧ ॥ સુરનદી૦ ॥ ૨ ॥ જનમનો૦ ॥૩ ॥

॥ અથ મંત્રઃ ॥

॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ ॥ મોહનીયબંધસ્થાનનિવારણાય ॥ જલં ય૦ ॥ સ્વાહા ॥

॥ઇતિ મોહનીબંધસ્થાનનિવારણાર્થે પ્રથમ જલપૂજા સંપૂર્ણ॥

## ॥ अथ द्वितीय चंदनपूजा प्रारंभ ॥

॥ દોહા ॥

બીજી ચંદન પૂજના, પૂજો ભેળી કપૂર ॥
અડવીસ પયડી માંહેથી, ચારિત્રમોહની દૂર ॥ ૧ ॥

॥ ઢાળ બીજી ॥

(રાગ બિહાગ–બિલાવર–ઘડિ ઘડિ સાંભળે સાંઇ સલુણા.–એ દેશી.)

ચંદનપૂજા ચતુર રચાવે, મોહ મહીપતિ મેહેલ ખણાવે ॥ ચં૦ ॥ ચારિત્ર મોહની મૂળ જળાવે, જિનગુણ ધ્યાન અનળ સળગાવે ॥ ચં૦ ॥૧॥ ચાર અનંતાનુબંધિ વિષધર, સુર વસુદત્તામુનિરૂપ ધરાવે ॥ ચં૦ ॥ ત્રણ્ય નાગ એક નાગણી મહોટી, પડિબોહણ નાગદત્ત ડસાવે ॥ ચં૦ ॥ ૨ ॥ જાવજીવ ચારનું વિષ રહેવે, સજ્જનને એણીપરે સમજાવે ॥ ચં૦ ॥ નરક લહે સમકિત ગુણઘાતે, અંતે સમાધિપણું નવિ પાવે ॥ ચં૦ ॥ ૩ ॥ ચાલીસ સાગર કોડાકોડી, બંધ ઉદય સાસ્વાદન ભાવે ॥ ચં૦ આઠમે ગુણઠાણે વિષસત્તા

પર્વતરેખા ક્રોધ કહાવે ॥ ચં० ॥૪॥ આઠ ફણાલો માન મ-
ણિધર, પથ્થરથંભને કોણ નમાવે ॥ ચં० ॥ ઘનવંશી મૂળ
માયા નાગણી, લોભ કરમજીરંગ કોણ હઠાવે ચ० ॥ ૫ ૫
મેં વશ કીધા મુનિ કિરિયાથી, મંત્રમણિ મોહ રે વશ નાવે
॥ ચં० ॥ જાંગુલી વાદીને પાણી ભરાવે, નાગદત્ત વસુદત્ત
જગાવે ॥ ચં० ॥ ૬ ॥ સામાયિક દંડક ઉચરાવે, એ સમો
મંત્ર ન કો જગ આવે ॥ ચં० ॥ શ્રી શુભવીરના શાસનમાંહે,
નાગદત્ત અક્ષયપદ પાવે ॥ ચંદન० ॥ ૭ ॥

॥ કાવ્યં ॥ જિનપતે० ॥ ૧ ॥ સહજકર્મ० ॥ ૨ ॥

॥ અથ મંત્રઃ ॥

॥ ૐ હ્રીં શ્રીં પરમ० ॥ અનંતાનુબંધિદહનાય ॥
ચંદનં ય० ॥ સ્વાહા ॥

॥ ઇતિ અનંતાનુબંધિદહનાર્થં દ્વિતીય ચંદનપૂજા સંપૂર્ણ ॥

## ॥ अथ तृतीय पुष्पपूजा प्रारंभ ॥

॥ દોહા ॥

અપચ્ચખ્ખાણી ચોકડી, ટાળી અનાદિની ભૂલ ॥
પરમાતમ પદ પૂજીયે, તેતકી જાયને ફુલ ॥ ૧ ॥

॥ ઢાળ ત્રીજી ॥

( રાણીઆ રૂએ રંગ મહેલમાં રે.—એ દેશી. )

ફુલપૂજા જિનરાજની રે, વિરતિને દરબાર રે ॥સનેહા॥
તે ગુણલોપક અપચ્ચખ્ખાણીરે, જે ક્રોધાદિક ચારરે॥સનેહા॥

ચાર ચતુર ચિત્ત ચોરટા રે, મોહ મહીપતિ ઘેર રે ॥ સ૦ ॥ ॥ચા૦॥૧॥ ચાલીસ સાગર કોડાકોડી રે, બંધથિતિ અનુસાર રે ॥ સ૦ ॥ ઉદય વિપાક અબાધકકાળે રે, વર્ષ તે ચારહજાર રે ॥ સ૦ ॥ ચા૦ ॥ ૨ ॥ બંધ ઉદય ચોથે ગુણે રે, નવમે સત્તા ટાળ રે ॥ સ૦ વર્ષ લગે તે પાપ કરી રે, ન ખમાવે ગુરૂ બાળ રે ॥ સ૦ ॥ ચા૦॥ ૩ ॥ તિર્યંચની ગતિ એહથી રે, પૃથ્વી રેખા ક્રોધ રે ॥ સ૦ ॥ અસ્થિ નમાવ્યું વરપે નમેરે, બાહુબલી નરયોધરે ॥ સ૦ ॥ ચા૦ ॥૪॥ માયા મિંઢાસિંગ સરીસી રે, લોભ છે કર્દમરંગ રે ॥ સ૦ ॥ અનીતિપુરે વ્યવહારિયો રે, રણઘંટાને સંગ રે ॥ સ૦ ॥ ચા૦ ॥૫॥ ચાર ધુતારા વાણિયારે, પાસેથી વાળ્યું વિત્તરે ॥સ૦॥રત્નચુડ પરેં શુભવિરતિશું રે, લાગે ચતુરનું ચિત્તરે ॥સ૦॥ચા૦॥૬॥

॥ કાવ્યં ॥ સુમનસાં૦ ॥ ૧ ॥ સમયસાર૦ ॥ ૨ ॥

॥ અથ મંત્ર ॥

॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ ॥ અપ્રત્યાખ્યાનિનિવારણાય ॥ પુષ્પાણિ ય૦ ॥ સ્વાહા ॥

॥ ઇતિ અપ્રત્યાખ્યાનિનિવારણાર્થે તૃતીય પુષ્પપૂજાસંપૂર્ણ॥

## ॥ अथ चतुर्थ धुपपूजा प्रारंभ ॥

॥ દોહા ॥

પ્રત્યાખ્યાની ચોકડી, દહન કરેવા ધૂપ ॥
પૂજક ઉર્ધ્વગતિ લહે, વળી ન પડે ભવકૂપ ॥ ૧ ॥

॥ ઢાળ ચોથી ॥

( અને હાંરે વાલ્હોજી વાયે છે વાંસળી રે—એ દેશી. )

અને હાં રે ધૂપ ધરો જિન આગળે રે, કૃષ્ણાગરૂ ધૂપ દશાંગ, શ્રેણિ ભલી ગુણઠાણુની રે ॥ અને હાં રે ધૂપધાણું રયણે જડયું રે, ઘડયું જાત્યમયી કનકાંગ ॥ શ્રેણિ૦ ॥ અને હાં રે ધૂપ૦ ॥ ૧ ॥ અ૦ ॥ મુનિવરરૂપ ન દાખવે રે, થિતિ બંધ પૂરવની રીત ॥ શ્રેણિ૦ ॥ અ૦ ॥ બંધોદય ગુણઠાણે પાંચમે રે, હવે ક્ષાયક શ્રેણિ વદિત્ત ॥ શ્રેણિ૦ ॥ અ૦॥ધૂ૦॥ ॥ ૨ ॥ અ૦ ॥ સોલ સામંતને ભોળવી રે, વચ્ચે ઘેરી હણ્યા લઇ લાગ ॥ શ્રેણિ૦ ॥ અ૦ ॥ નાઠા આઠે સેનાપતિ રે, નવ માને બીજે ભાગ ॥ શ્રેણિ૦ ॥ અ૦ ॥ ધૂ૦ ॥ ૩ ॥ અ૦ ॥ ચઉમાસા લગે એ રહે રે, મરણે નરની ગતિ જાણ ॥ શ્રે૦॥ ॥ અ૦ ॥ રજરેખાસમ ક્રોધ છે રે, કઠથંભ સમાણો માન ॥ શ્રેણિ૦ ॥ અ૦ ॥ ધૂ૦ ॥૪॥ અ૦ ॥ માયા ગોમૂત સારખી રે, છે લોભ તે ખંજનરંગ ॥ શ્રેણિ૦ ॥ અ૦ ॥ મુનિવર મોહને નાસવેરે, રહી શ્રી શુભવીરને સંગ ॥ શ્રે૦॥અ૦॥ધૂ૦॥૫॥ ॥ કાવ્યં ॥ અગરમુખ્ય૦ ॥ ૧ ॥ નિજગુણાક્ષય૦ ॥ ૨ ॥

॥ અથ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રી પરમ૦ ॥ પ્રત્યાખ્યાનિદહનાય ॥ ધૂપં ય૦ ॥ સ્વાહા ॥

॥ ઇતિ પ્રત્યાયાનિદહનાર્થં ચતુર્થ ધૂપપૂજા સંપૂર્ણ ॥૪॥

---

## ॥ अथ पंचम दीपकपूजा प्रारंभ ॥

॥ દોહા ॥

સંજ્વલનની ચોકડી, જબ જાયે તબ ગેહ ॥
જ્ઞાનદીવો પરગટ હુવે, દીપકપૂજા તેહ ॥ ૧ ॥

॥ ઢાળ પાંચમી ॥

( ચંદ્રપ્રભ જિન ચંદ્રમાં રે.–એ દેશી. )

જગદીપકની આગળે રે, દીપકનો ઉદ્યોત ॥ સંજ્વલનો જ્વલતે થકે રે ભાવ દીપકની જ્યોત ॥ હો જિનજી ॥ ૧ ॥ તેજે તરણીથી વડો રે, દોય શિખાનો દીવડો રે, ઝળકે કેવળ જ્યોત ॥ એ આંકણી ॥ બંધ સ્થિતિ પૂરવપરે રે, સંજ્વલનો તિગ જાણુ ॥ બંધ ઉદય સત્તા રહે રે, અનિયટ્ટિ ગુણઠાણ ॥ હો જિનજી ॥ તે૦ ॥૨॥ લોભ દશા અતિ આકરી રે, નવમે બંધ પળાય ॥ ઉદયને સત્તા જાણિયે રે, જે સૂક્ષ્મ સંપરાય ॥ હો જિનજી ॥ તે૦ ॥૩॥ સાહિબ શ્રેણિસંચર્યા રે, લોભનો ખંડ પ્રપંચ ॥ ગુણઠાણાં સરિખો કરી રે, ખેરવ્યો ખંડાખંડ ॥ હો જિનજી ॥ તે૦ ॥૪॥ પક્ષલગે ગતિ દેવનીરિ, જળરેખા સમ ક્રોધ ॥ નેત્રલતા સગ માનથી રે, ચરમ ચરણનો રોધ ॥ હો જિનજી ॥ તે૦ ॥૫॥ માયા અવલેહી સમી રે, લોભ હરિદ્રારંગ ॥ ક્ષાયકભાવે કેવળી રે, શ્રી શુભવીર પ્રસંગ ॥ હો જિનજી ॥ તેજે૦ ॥ ૬ ॥

॥ કાવ્યં ॥ ભવતિ દીપ૦ ॥ ૧ ॥ શુચિમનાત્મ૦ ॥ ૨ ॥

॥ અથ મંત્રઃ ॥

ૐ હ્રીં શ્રીં પરમ૦॥ સંજ્વલનજ્વલનાથ ॥ દીપં ય૦ ॥ સ્વાહા ॥

॥ઇતિ સંજ્વલનજ્વલનાર્થે પંચમ દીપકપૂજા સંપૂર્ણ ॥૫॥

## ॥ अथ षष्ट अक्षतपूजा प्रारंभ ॥

॥ દોહા ॥

નવ નોકષાય તે ચરણમાં, તે રાગ દ્વેષ પરિણામ ॥
કારણ જેહ કષાયનાં, તિણ નોકષાય તે નામ ॥ ૧ ॥

॥ ઢાળ છઠ્ઠી ॥

( સહસાવન જઈ વસિયે ચાલોને સખિ !—એ દેશી )

વીર કને જઇ વસિયે, ચાલોને સખિ ! વીર કને જઇ વસિયે ॥ અક્ષતપૂજા જિનની કરતાં, અક્ષય મંદિર વસિયે॥ હાસ્યાદિક ષટ્ ખટપટકારી, તાસ વદન નવિ પસિયે ॥ચા૦॥ ॥ ૧ ॥ હાસ્યરતિ દશ કોડાકોડી, સાગર બંધન કસિયે॥ અરતિને, ભય, શોક, દુગચ્છા, વિશ કોડાકોડી ખસિયે ॥ચા૦॥ ॥૨॥ ભય, રતિ, હાસ્ય, દુગંછા અપૂરવ, શેષ પ્રમત્ત બંધ ધસિયે ॥ ઉદય અપૂરવ સત્તા નવમે, પંચમ ભાગે નસિયે ॥ ચા૦॥ ૩ ॥ કાજવ ઉદ્ધરતાં મુનિ દેખે, સોહમપતિ મોહ વસિયે ॥ મોહે નડિયા નાણથી પડિયા, કાઉસ્સગ્ગમાં મુનિ હસિયે ॥ ચા૦ ॥ ૪ ॥ મોહની હાસ્ય વિનોદે વસતાં, જેમ તેમ મુખથી ભસિયે ॥ કોઇ દિન રતિ કોઇ દિન અરતિમાં,

શોકમતિ લેઇ ઘસિયે ॥ ચા૦ ॥ ૫ ॥ સંસારે સુખ લેશ ન દીઠું, ભયમોહની ચિહું દિશિયે ॥ ચરણ દુગંછાફળ ચંડાળે, જન્મ મોતરજ ઋષિયે ॥ ચા૦ ॥ ૬ ॥ મોહમહિપતિ મહા તોફાને, મુંઝાણા અહનિશિયે ॥ શ્રી શુભવીર હજૂરે રહેતાં, આનંદલહેર વિલસિયે ॥ ચા૦ ॥ ૭ ॥

॥ કાવ્યં ॥ ક્ષિતિતલે૦ ॥ ૧ ॥ સહજભાવ૦ ॥ ૨ ॥

॥ અથ મંત્રઃ ॥

ૐ હ્રીં શ્રીં ॥ પરમ૦ ॥ હાસ્યષટ્કનિવારણાય ॥ અક્ષતં ય૦ ॥ સ્વાહા ॥

॥ ઇતિ હાસ્યષટ્કનિવારણાર્થં ષષ્ઠ અક્ષતપૂજા સંપૂર્ણ ॥ ૬ ॥

## ॥ अथ सप्तम नैवेद्यपूजा प्रारंभ ॥

॥ દોહા ॥

આહારે વેદ ઉદય વધે, જેહથી બહુ જંજાળ ॥
નિર્વેદી આગળ ઠવો, ભરી નૈવેદ્યનો થાળ ॥ ૧ ॥

॥ ઢાળ સાતમી ॥

( રાગ મારૂ.—પરાજિયાની ઘાલ. )
( અમે જાણી તુમારી વાત રે.—એ દેશી. )

મળીને વિછડશો નહીં કોય રે, મન માન્યા મોહનને ॥ મળી૦ ॥ એ આંકણી ॥ વેદે વાહ્યો જીવ, વિષયી થયો ॥ ભવમાંહે ઘણું ભટકાય રે ॥ મન૦ ॥ મોહનીઘર વસ્યો, મોહની ખોળતો ॥ મળે મોહન ન ઓળખાય રે ॥ મન૦ ॥ ॥૧ ॥ જે ગુણશ્રેણે ચડ્યા, વેદ ઉદયે પડ્યા ॥ આષાઢાભૂતિ

મુનિરાયરે ॥મ૦॥ એમ અનેક તે ચૂકયા, તપબળ વનેમૂકયા॥ શકયા નહીં વેદ છુપાય રે ॥ મ૦ ॥ ૨ ॥ મહાનિશીથે કહ્યા, ભવ બહુલ લહ્યા ॥ વેદઉદયરૂપી રાય રે ॥ મ૦ ॥ વેદવીલુદ્ધા પ્રાણી, કરે સંપદહાણી ॥ રાવણ નમે સીતાના પાયરે ॥મ૦॥ ॥૩॥ દેવ અચ્યુતનિવાસી, પૂરવપ્રિયા પાસી ॥ મણુઅ નારીશું લપટાય રે ॥મ૦॥ પન્નવણાયે કહ્યા, વેદવિવશ રહ્યા॥ ઘર છંડી વિદેશે જાય રે ॥ મ૦ ॥ ૪ ॥ ગળે ફાંસો ધરે, ઝંપાપાત કરે ॥ માત પિતાશું ન લજાય રે ॥મ૦॥ વેદ ત્રિહું ઉદયાણે, નવમે ગુણઠાણે ॥ મિથ્યાતે નપું બંધાય રે ॥મ૦॥૫॥ નત્રમ દૂજા સુધી, પુરૂષ પ્રિયા બંધી ॥ હવે સત્તાથી છેદાયરે॥મ૦॥ નર નપુંસક નારી, નવમેથી હારી ॥ ૫૬ ત્રણ્ય ચોથાને ભાય રે ॥ મ૦ ॥ ૬ ॥ નરીથ્થી નપું જોડી, સાગર કોડાકોડી ॥ દશ પન્નર વિશ કહાયરે ॥મ૦॥ વેદે નડયો, જડયો, સંસારી ત્રડયો ॥ નિર્વહિ ચડયો નહીં છાય રે ॥ મ૦ ॥૭॥ અબ તું સ્વામિ મળ્યો, નરભવજ ફળ્યો ॥ નૈવેદ્યપૂજા ફળદાય રે ॥ મ૦ ॥ શ્રી શુભવીર હજારે, રહો આનંદ પૂરે ॥ ભવવેદન વિસરી જાય રે ॥ મન૦ ॥ ૮ ॥

॥ કાવ્યં ॥ અનશનં૦ ॥ ૧ ॥ કુમતબોધ૦ ॥ ૨ ॥

॥ અથ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રી પરમ૦ ॥ વેદત્રિકસૂદનાય॥ નૈવેદ્યં ય૦ ॥ સ્વાહા ॥

॥ ઇતિ વેદત્રિકસૂદનાર્થં સપ્તમ નૈવેદ્યપૂજા સંપૂર્ણ ॥ ૭ ॥

## ॥ अथ अष्टम फलपूजा प्रारंभ ॥

॥ દોહા ॥

મોહ મહાભટ કેશરી, નામે તે મિથ્યાત ॥
ફળપૂજા પ્રભુની કરી, કરશું તેહનો ઘાત ॥ ૧ ॥

॥ ઢાળ આઠમી ॥

( રાગ વસંત—ધ્રુમાર—અહો મેરે લલના—એ દેશી. )

મોહ મહિપતિ મહેલમેં બેઠે, દેખે આયો વસંત ॥ લલના ॥ વીરજિણંદ રહે વનવાસે, મોહસેં ન્યારો ભગવંત॥ ચતુરાં કે ચિત્ત ચંદ્રમા હો ॥ ૧ ॥ મંજરી પિંજરી કોયલ ટહૂકે, ફુલી ફળી વનરાય ॥ લલના ॥ ધર્મરાજ જિનરાજજી ખેલે, હારિ ગોરી અજ્જવીકાય ॥ ચ૦ ॥ ૨ ॥ સંતોષ મંત્રી વડો મુખ આગે, સમકિત મંડળી ભૂપ ॥ લલના ॥ સામંત પંચમહાવ્રત છાજે, ગાજે માર્દવ ગજરૂપ॥ ચ૦ ॥ ૩ ॥ ચરણ કરણ ગુણ પ્યાદલ ચાલે, સેનાની શ્રુતબોધ ॥ લલના ॥ શીલાંગરથ શિર સાંઇ સુહાવે, અધ્યવસાય જસ યોધ ॥ચ૦॥ ॥૪॥ મોહરાય પણ ઇણે સમે આયો, માયા પ્રિયા સુત કામ ॥ લલના ॥ મંત્રી લોભ ભટ દુર્દ્ધર ક્રોધા, હાસ્યાદિ ષટ્રથ નામ ॥ ચ૦ ॥ ૫ ॥ મિથ્યાતમંડળી રાય અટારો, બંધઉદય નિજઠાણ ॥ લલના ॥ સમકિત મિશ્ર મોહની લઘુ ભાઇ, ઉદયે સત્તમ સમ્મ જાણ ॥ ચ૦ ॥ ૬ ॥ સિત્તેર સાગર કોડાકોડી, મિથ્યાત્વનો સ્થિતિબંધ ॥ લલના ॥ સત્તા ત્રણયની

અડગુણઠાણે, માનહસ્તીયે ચાહે ધંધ ॥ ચ૦ ॥ ૭॥ તસ રક્ષક મન જિન પલટાયો, મોહ તે ભાગો જાય ॥ લલના ॥ ધ્યાન કેશરિયા કેવળ વરીયા, વસંત અનંત ગુણ ગાય ॥ ચ૦ ॥ ૮ ॥ તે શુભવીર જિણંદે દાખ્યો, કર્મસૂદન તપ એહ ॥ લલના ॥ તપફળ ફળપૂજા કરી યાચો, સાચો સાંઈશું કરો નેહ ॥ ચ૦ ॥ ૯ ॥

॥ કાવ્યં ॥ શિવતરોઃ ॥ ૧ ॥ શમરસૈઃ ॥ ૨ ॥

॥ અથ મંત્ર ॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ ॥ દર્શનમોહનીય નિવારણાય ॥ ફલાનિ ય૦ ॥ સ્વાહા ॥

॥ અથ કલશ ॥ ગાયો ગાયો રે મહાવીર૦ ॥

॥ઇતિ દર્શનમોહનીયનિવારણાર્થં અષ્ટમફલપૂજા સંપૂર્ણ॥૮॥

॥ ઇતિ ચતુર્થ દિવસે=ધ્યાપનીય મોહનીયકર્મસૂદનાર્થં ચતુર્થ પૂજાષ્ટકં સંપૂર્ણ ॥



## ॥ अथ पंचम दिवसेऽध्यापनीय आयुष्यकर्मसूदनार्थं पंचम पूजाष्टक प्रारंभः ॥

### (આ પૂજામાં જોઈતી ચીજોનાં નામ.)

(૧ સાકરનું પાણી, ૨ કેશર, ૩ જાય અને ચંબેલીનાં ફુલ, ૪ કુંદરૂ દશાંગ ધુપ; ૫ ચાર દીવેટનો દીપક, ૬ અખંડ ચોખા, ૭ નૈવેદ્ય, ૮ ફળ.)

## ॥ अथ प्रथम जळपूजा प्रारंभ ॥

॥ દોહા ॥

પંચમ કર્મતણી કહું, પૂજા અષ્ટ પ્રકાર ॥ મોહરાય દરબારમાં, જીવિત કારાગાર ॥ ૧ ॥ ચાર અઘાતી આઉખાં, બંધોદય સુવિચાર ॥ સત્તાયે પણ જોઇયે, અધ્રુવપદ નિરધાર ॥ ૨ ॥ ચાર ગતિમાં જીવડો, આયુકર્મને યોગ ॥ બંધ ઉદયથી અનુભવે, સુખ દુઃખ કેરા ભોગ ॥ ૩ ॥ ચરમશરીરી વિણ જિકે, જીવ ઇણે સંસાર ॥ સમય સમય બાંધે સહી, કર્મ તે સાત પ્રકાર ॥ ૪ ॥ અંતરમુહૂર્તે આઉખું, ભવમાં એકજવાર ॥ બાંધી અબાધા અનુભવી, સંચરિયા ગતિ ચાર ॥ ૫ ॥ એમ પુદ્ગલપરાવર્ત્તના, કરી સંસાર અનંત ॥ નિર્ભયદાયક નાથજી, મળિયો તું ભગવંત ॥ ૬ ॥ જળપૂજા યુગતે કરી, ધરી પ્રભુચરણે શાશ ॥ ચાર પયઠીમાં સુરગતિ, દાયકઠાણ કહીશ ॥ ૭ ॥

॥ ઢાળ પહેલી ॥

[ શીતલજિન સહજાનંદી —એ દેશી. ]

તીર્થોદક કલશા ભરિયે, અભિષેક પ્રભુને કરિયે ॥ પ્રાતિહારજ શોભા ધરિયે, લઘુ ગુરૂ આશાતના હરિયે ॥ સલૂણા સંત એ રીતે કીજે, દેવઆયુ લહે ભવ બીજે ॥ સ૦ ॥ ॥૧॥ પરમાતમ પૂજા રચાવે, સમતારસ ધ્યાન ધરાવે ॥ શોક સંતાપ અલ્પ કરાવે, સાધુ સાધ્વીને વોહરાવે ॥ સ૦ ॥ ૨ ॥

ગુણી રાગ ધરે વ્રત પાળે, સમક્તિ ગુણને અજુવાળે ॥ જ-
યણા અનકંપા ઢાળે, કરે ગુરૂવંદન ત્રણય કાળે ॥સ૦ ॥૩॥
પંચાગ્નિતાપ સહંતા, બ્રહ્મચારી વનમાં વસંતા ॥ કષ્ટે કરી
દેહ દમંતા, બાળ તપસી નામ ધરંતા ॥ સ૦ ॥ ૪ ॥ બંધ
કરતો સાતમે જાણો, ઊદયે ચોથો ગુણઠાણો ॥ ઓઘે સુર-
આયુ પ્રમાણો, સત્તાઉપશમ ગુણઠાણો ॥ સ૦ ॥ ૫ ॥ લોક
લોકોત્તર ગુણધારી, અંતે પરિણામ સમારી ॥ દેવલોકમાંહે
અવતારી, શુભવીર વચન બલિહારિ ॥ સ૦ ॥ ૬ ॥

॥ કાવ્યં ॥

॥ તિર્થોદકૈઃ૦ ॥ ॥ સુરનદિ૦ ॥ ૨ ॥ જનમનો૦ ॥૩॥

॥ અથ મંત્રઃ ॥

ૐ -હ્રીં શ્રીં પરમ૦ ॥ દેવાયુર્બંધસ્થાનનિવારણાય ॥
જલં ય૦ ॥ સ્વાહા ॥

॥ઇતિ દેવાયુર્બંધસ્થાનનિવારણાર્થં પ્રથમ જલપૂજા સંપૂર્ણ॥

## ॥ अथ द्वितीय चंदनपूजा प्रारंभ ॥

॥ દોહા ॥

પર્યાપ્તિ પૂરી કરિ, સમકિતદષ્ટિ દેવ ॥
ન્હવણ વિલેપન કેસરે, પૂજે જિન તત્ખેવ ॥ ૧ ॥

॥ ઢાળ બીજી ॥

( કોશ્યા વેશ્યા કહે રાગીજી, મનોહર મનગમતા—એ દેસી. )

દુનિયામાં દેવ ન દૂજાજી, જિનવર જયકારી ॥ કરૂં અં-
ગવિલેપન પૂજાજી ॥ જિ૦ ॥ તેમ સમકિતી સુર પૂજેજી

જિ૦ ॥ મિથ્યાત્વી પણ કેઇ બૂઝેજી ॥ જિ૦ ॥ ૧ ॥ તિહાં પહેલા ભવણનિકાયજી ॥ જિ૦ ॥ એક સાગર આધકું આયજી ॥ જિ૦ ॥ ઉત્તરથી દક્ષિણ હીણાજી ॥ જિ૦ ॥ નવમાં દો પલિય તે ઉણાજી ॥ જિ૦ ॥ ૨ ॥ વ્યંતર એક પલિયનું આયજી ॥ જિ૦ ॥ સુણ સાહિબ ત્રીજી નિકાયજી ॥ જિ૦ ॥ સહસ લક્ષ વરસ અધિકેરેજી ॥ જિ ॥ રવિ ચંદ્ર પલ્યોપમ પૂરેજી ॥ જિ૦ ॥ ૩ ॥ ગહ રિખ તારક જોડાયાજી ॥ જિ૦ ॥ પલ્ય અર્ધને ચોથે પાયજી ॥ જિ૦ ॥ સૌધર્મે સાગર દોયજી ॥ જિ૦ બીજે આધકેરાં હોયજી ॥ જિ૦ ॥ ૪ ॥ દોય કલ્પે સગહિય જાણોજી ॥ જિ૦ ॥ એ પરમાયુ પરિમાણોજી ॥ જિ૦ દશ ચઉદશ સત્તર દિજેજી ॥ જિ૦ ॥ મહાશુક્ર લગે તે લીજેજી ॥ જિ૦ ॥ ૫ ॥ હવે ત્રીજે અધિક એક એકેજી ॥ જિ૦ ॥ એકત્રીશ નવમે ગ્રૈવેકેજી જિ૦ ॥ તેત્રીશ તે પંચ વિમાનેજી ॥ જિ૦ ॥ સમકિતદૃષ્ટિ તિહાં માનેજી ॥ જિ૦ ॥ ૬ ॥ શિવ સાધન બાધક ટાણેજી ॥ જિ૦ ॥ સુરસુખ તે દુઃખ કરી જાણેજી ॥ જિ૦ કલ્યાણક રંગે ભીનાજી ॥ જિ૦ ॥ શુભવીર વચન રસ લીનાજી ॥ જિ૦ ॥ ૭ ॥

કાવ્યં ॥ જિનપતે૦ ॥ ૧ ॥ સહજકર્મ૦ ॥ ૨ ॥

॥ અથ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ ॥ સુરાયુર્નિગડભંજનાય ચંદનં ય૦ ॥ સ્વાહા ॥

॥ ઇતિ સુરાયુર્નિગડભંજનાર્થં દ્વિતિય ચંદનપૂજા સંપૂર્ણ ॥

## ॥ अथ तृतीय पुष्पपूजा प्रारंभ ॥

॥ દોહા ॥

ત્રીજી કુસુમની પૂજના, પુજે નિત્ય જિનરાય ॥
પંડિત સંગ કરે સદા, શાસ્ત્ર ભાણે ધરે ન્યાય ॥ ૧ ॥
ન્યાયે ઉપાર્જના કરે, જયણાયુત મુનિદાન ॥
ભદ્રકભાવે નવિ કરે, આરંભ નિંદા હાણ ॥ ૨ ॥
પરઉપકારાદિ ગુણે, બાંધે મણુઅનું આય ॥
તુજ શાસન રસિયા થઇ, શિવમારગ કોઇ જાય ॥ ૩ ॥

॥ ઢાળ ત્રીજી ॥

( આસણરા યોગી.—એ દેશી. )

કુસુમની પુજા કર્મ નસાવે નાગકેતુપરે ભાવે રે ॥ સુણ જે જગસ્વામિ ॥ આયુનિકાચિત છે પણ તહવી. કર્મનું જોર હઠાવે રે ॥ સુ૦ ॥૧॥ શ્રેણિક સરિખા તુજ ગુણરાગી, કર્મની બેડી ન ભાંગી રે ॥ સુ૦ ॥ સુકુમાલિકા ઉપનય ઇહાં ભાવો, સાર્થવાહ ઘર લાગીરે ॥ સુ૦ ॥ ૨ ॥ ન્યાશી લાંખ પૂરવ ઘરવાસે, જિનવર વિરતી ન આવે રે ॥ સુ૦ ॥ બંધ તુરિય સત્તા ઉદયેથી, કેવળી અંતે ખપાવે રે ॥ સુ૦ ॥ ૩ ॥ ત્રણ્ય પલ્યોપમ યુગલિક આયુ, કલ્પતરૂ ફળ લીના રે ॥ સુ૦॥ સંખાયુ નર શિવ અધીકારી, જાય તે ભવ વ્રતહિના રે॥સુ॥ ॥ ૪ ॥ પૂરવકોડી ચરણ ફળ હારે, મુનિ અવિરે આય રે ॥ સુ૦॥ શ્રી શુભવીર અચલસુખ પાવે, ચરમ ચોમાસું

જાયરે ॥ સુણજો જગ સ્વામિ ॥ ૫ ॥

કાવ્યં ॥ સુમનસાં૦ ॥ ૧ ॥ સમયસાર૦ ॥ ૨ ॥

॥ અથ મત્ર ॥

॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ ॥ નરાયુર્નિવારણાય ॥ પુષ્પાણિ ય૦ ॥ સ્વાહા ॥

॥ ઇતિ નરાયુર્નિવારણાર્થં તૃતીય પુષ્પપૂજા સંપૂર્ણ ॥ ૩ ॥

## ॥ अथ चतुर्थ धूपपूजा प्रारंभ ॥

॥ દોહા ॥

કર્મ સમિધ દાહન ભણી, ધૂપઘટા નિજ ગેહ ॥
કનક હુતાશન યોગથી, જાત્યમયી નિજ દેહ ॥ ૧ ॥
જિનગુણ રંગ સુગંગમે, ઢલકત ઝલકત હંસ ॥
આયુ કલંક ઉતરતાં, શોભે નિર્મળ વંશ ॥ ૨ ॥
નિર્મળ વંશ નિહાળીને, કુળવંતી ઘરનાર ॥
પરઘર રમતો દેખીને, સસજાવે ભરતાર ॥ ૩ ॥

॥ ઢાળ ચોથી ॥

(રાગ યોગ્ય આશાવરિ—ઉડ ભમરા કંકણીપર બેઠા, નથણીસિં.) લલકારૂંગી. ઉડ જારે ભમરા તુજ મારૂંગી.—એ દેશી. )

જિનગુણ ધુપઘટા વાસંતી, કુળવંતા પર ઢારૂંગી ॥મત જા રે પિયા તુજ વારૂંગી ॥ બાલખેલમેં નવિ બતલાયો, અબ નયને લલકારૂંગી ॥ મત૦ ॥ ૧ ॥ માત પિતા સયણા લજવાને, લાજત દશ દોશ ડારૂંગી॥ મત૦ ॥ એ તુજ જ્યા-

લ બૂરો દુનિયામેં, કયા મેં મુખ દેખારૂંગી ॥ મત૦ ॥ ૨ ॥ રયણીઘોરમેં ચોર ફિરત હે, પિયુ હરરોજ પોકારૂંગી ॥મ૦॥ ઇતને દીન ઓજલમેં રહેતી, સહેતી દુનિયાં ગારૂંગી ॥મ૦॥ ॥ ૩ ॥ તીનલોક સાહિબકી આના, મેં તેરે શિર ધારૂંગી ॥ મ૦ ॥ દીપકી જ્યોતસેં મંદીર રહેનાં, પરઘર ચાર વિસારૂંગી ॥ મ૦ ॥ ૪ ॥ ચાર સજ્જાયે પુલ બિછાઉં, છતિયાંસે બિલગારૂંગી ॥ મત૦ ॥ રંગમહેલમેં સહેલ કરંતાં, ગોદમેં પુત્ત રમારૂંગી ॥ મ૦ ॥૫॥ ગંગાનીરસે અંગ પખારૂં, નાથ સગાંસે તારૂંગી ॥મ૦॥ નવલ વધૂસેં પુત્તસગાઇ, મંયળતુર બજારૂંગી ॥ મ૦ ॥ ૬ ॥ નાથસેં હોતી પુત્તપનોતી, સખિયાં ગીત ઉચારૂંગી ॥ મ૦ ॥ શ્રી શુભવીર ચતુર ચોરીમેં, શિર પર લુણ ઉતારૂંગી ॥ મત૦ ॥ ૭ ॥

॥ કાવ્યં ॥ અગરમુખ્ય૦ ॥ ૧ ॥ નિજગુણાક્ષય૦ ॥ ૨ ॥

॥ અથ મંત્ર ॥

॥ ૐ હ્રીં શ્રી પરમ૦ ॥ નરાયુર્વિંગમાદંતંરંગકુટુબમાપ્રયે ॥ ધુપં ય૦ ॥ સ્વાહા ॥

ઇતિ નરાયુર્વિંગમાહંતંગરંકુટુંબમાપ્રાર્થ ધુપપૂજા સંપૂર્ણ ॥

## अथ पंचम दीपकपूजा प्रारंभ ॥

॥ દોહા ॥

મનમંદિર દીપક જિસ્યો, દિપે જાસ વિવેક ॥
તસ તિરિઆયુ નહિ કદા, થાનકબંધ અનેક ॥ ૧ ॥

॥ ઢાળ પાંચમી ॥

[ ચોરી વ્યસન નિવારિયે.-એ દેશી. ]

દીપકપૂજા જિનતણી, નિત કરાં હો અવિવેક તે જાય કે ॥ અવિવેકે કરી આતમા, બંધ પાડે હો તિરિયંચનું આય કે ॥ અજ્ઞાની પશુ આતમા ॥૧॥ એ આંકણી ॥ શાળહિત પરવંચકા, ઉપદેશે હો પોષે મિથ્યાત કે ॥ વણિજ કરે કૂડ તોલશું, મુખ ભાંખે હો કુકર્મની વાત કે ॥ અ૦ ॥૨॥ વસ્તુ ઉત્તમ હીણ જાતિશું, ભેળવીને હો વેચે નાદાન કે ॥ માયા કપટ કૂડ શાખિયો, કરે ચોરી હો નિત્ય આરતધ્યાન કે ॥ અ૦ ॥ ૩ ॥ થઈ ઘીરોલી સાધવી, શેઠ સુંદર હો નંદન મણિયાર કે ॥ અવિવેકે પરભવ લહે, ગોહજાતિ હો દેડક અવતાર કે ॥ અ૦ ॥ ૪ ॥ કૂડ કલંક ચઢાવતાં, નીલકાપોત હો લેશ્યા પરિણામ કે ॥ શ્રી શુભવીરના નંદથી, તિરિઆયુ હો બાંધે એણે ઠામ કે ॥ અ૦ ॥ ૫ ॥

॥ કાવ્યં ॥ ભવતિ દીપ૦ ॥ ૧ ॥ શુચિમનાત્મ૦ ॥ ૨ ॥

॥ અથ મંત્ર ॥

॥ ૐ -હ્રીઁ શ્રીઁ પરમ૦ ॥ તિર્યંગાયુર્બંધસ્થાનનિવારણાય ॥ દીપં ય૦ ॥ સ્વાહા ॥

॥ ઇતિ તિર્યંગાયુર્બંધસ્થાનનિવારણાર્થં પંચમ દીપકપૂજા સંપૂર્ણ ॥ ૫ ॥

## ॥ अथ षष्ठ अक्षतपूजा प्रारंभ ॥

॥ દોહા ॥

અક્ષતપૂજા પૂજીયે, અક્ષયપદ દાતાર ॥
પશુઆં રૂપ નિવારીને, નિજરૂપે કરનાર ॥ ૧ ॥

॥ ઢાળ છઠ્ઠી ॥

( મનમોહન મેરે--એ દેશી. )

તુમ અમ મળે એકઠા, મનમોહન મેરે ॥ મળિયા વાર અનંત ॥મ૦ ॥ શીઘ્રપણે કેમ સાહિબા ॥મ૦॥ આપ હુઆ ભગવંત ॥ મ૦ ॥ ૧ ॥ આળસુ મંદ પરાધીને ॥ મ૦ ॥ અંતર પડીયો જાય ॥ મ૦ ॥ એકલડા મેં આચર્યાં ॥ મ૦ ॥ તિરિય ગતિનાં આય ॥ મ૦ ॥૨॥ એકેંદ્રિમાંહે રહ્યો ॥ મ૦॥ બાવીશ વરસ હજાર ॥મ૦॥ ક્ષુલ્લકભવ સત્તર કરયા ॥ મ૦॥ શ્વાસોશ્વાસ મોઝાર ॥ મ૦ ॥ ૩ ॥ બેઇંદ્રિય ગુરૂ આયુથી ॥ મ૦ ॥ જીવે વરસ તે બાર ॥મ૦॥ ઓગણપચાસ વાસરા ॥ મ૦ ॥ ત્રેઇંદ્રિયજવતાર ॥ મ૦ ॥૪॥ છમાસી ચઉરિંદ્રિયે ॥ મ૦ ॥ પલ્થ પણિંદી તીન ॥ મ૦ ॥ બંધે કહ્યો સાસ્વાદને ॥ મ૦ ॥ ઉદયે પંચ મલિન ॥ મ૦ ॥ ૫ ॥ સત્તા ખસી ગઇ સાતમે ॥ મ૦ ॥ પૂજ્ય હુઆ શુભવીર ॥ મ૦ ॥ હું પણ મળિયો અવસરે ॥ મ૦ ॥ પૂજું અક્ષત થઇ થીર ॥ મ૦ ॥૬॥

॥ કાવ્યં ॥ ક્ષિતિતલે૦ ॥ ૧ ॥ સહજભાવ૦ ॥ ૨ ॥.

॥ અથ મંત્ર ॥

॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ ॥ તિર્યંગાયુર્નિવારણાય ॥ અક્ષતાન્ ય૦ ॥ સ્વાહા ॥

॥ ઇતિ તિર્યંગાયુર્નિવારણાર્થે ષષ્ઠ અક્ષતપૂજા સંપૂર્ણ ॥૬॥

## ॥ अथ सप्तम नैवेद्यपूजा प्रारंभ ॥

॥ દોહા ॥

અણહારી પદ મેં કર્યાં, વિગ્ગહગઇય અણંત ॥
નૈવેદ્યપૂજા ફળ દિયો, અણાહારિ પદ સંત ॥ ૧॥

॥ ઢાળ સાતમી ॥

( માતા યશોદાજી હુલરાવ્યો, ભાવ્યો મનગોપાલ, બાળપણે વાહ્યો.—એ દેશી. )

આહાર કરંતા અહનિશ માચ્યો, નાચ્યો ઇણે સંસાર ॥સાંભળ વિશરામી॥ નૈવેદ્ય થાળ ઠવી જિન આગે, માગું, પદ અણાહાર ॥સાં૦॥ દેતાં નહીં તુજવાર ॥ સાં૦॥ તુજ સરિખો દાતાર ॥સાં૦॥ નહીં કોઇ આ સંસાર ॥ સાં૦ ॥ ત્રિશલામાત મલ્હાર ॥ સાં૦ ॥ મુજ અવગુણ ન વિચાર ॥ સાં૦॥૧॥ મદ મચ્છર લોભી અતિ વિષયી. જીવતણો હણનાર ॥સાં૦॥ મહારંભી મિથ્યાત ને રૌદ્રી, ચોરીનો કરનાર ॥ સાં૦ ॥ ત્રાસક જિન અણગાર ॥ સાં૦ ॥ વ્રતનો ભંજનહાર ॥ સાં૦॥ મદિરા માંસ આહાર ॥ સાં૦ ॥ ભોજન નિશિ અંધાર ॥ સા૦ ॥ ગુણી નિંદાનો ઢાલ ॥ સાં૦ ॥ લેશ્યા ધુર અધિકાર ॥ સાં૦॥

નારકીમાં અવતાર ॥ સાં૦ ॥ ઈણે લક્ષણ નિરધાર ॥ સાં૦॥
અવગુણનો નહીં પાર ॥ સાં૦ ॥ પણ આવ્યો તુજ દરબાર
॥ સાં૦ ॥ નિજરૂપ દિયો એક વાર ॥ સાં૦ ॥ જેમ વિદ્યાધર
ઉપગાર ॥ સાં૦॥ સંજીવની બુટી ચાર ॥ સાં૦ ॥ સાજો કીધો
ભરતાર ॥ સાં૦ ॥ શુભવીર વડો આધાર ॥ સાં૦ ॥ ૨ ॥

॥ કાવ્યં ॥ અનશનં ॥ ૧ ॥ કુમતબોધ૦ ॥ ૨ ॥

॥ અથ મંત્ર ॥

॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ ॥ નરકાયુર્બંધસ્થાનનિવારણાય॥
નૈવેદ્યં ય૦ ॥ સ્વાહા ॥
॥ઇતિ નરકાયુર્બંધસ્થાનનિવારણાર્થં સપ્તમ નૈવેદ્યપૂજા સંપૂર્ણ॥

## ॥ अथ अष्टम फलपूजा प्रारंभ ॥

॥ દોહા ॥

બંધની બેડી ભંજવા, જિનગુણ ધ્યાન કુઠાર ॥
ફળભપૂજાથી તે હુવે, ફળથી ફળ નિર્ધાર ॥ ૧ ॥

॥ ઢાળ આઠમી ॥

( પરિગ્રહ મમતા પરિહરો.—એ દેશી. )

ફળપૂજા વિતરાગની, કરતાં દુઃખ પળાય ॥ સલુણે ॥
અરિહાપૂજ અરોચકા, જીવ તે નરકે જાય ॥ સલૂણે ॥ ૧ ॥
બંધ સમય ચિત્ત ચેતિયે, શ્યો ઉદયે સંતાપ ॥ ૦ ॥ શોક
વધે સંતાપથી, શોક નરકની છાપ ॥ સ૦ ॥ બંધ૦ ॥ ૨ ॥
ઇગ તિગ સગ દશ સતર, બાવીશને તેત્રીશ ॥ સ૦ ॥ સા–

અર સાતે નરકમાં, નારકી પાડે ચીશ ॥ સ૦ ॥ બંધ૦ ॥૩॥
દશ વિધ દાહક વેદના, વૈતરણીનાં દુખ ॥ સ૦ ॥ પરમા-
ધામી વશ પડયા, ઘડીય ન પામે સુખ ॥ સ૦ ॥ બંધ૦ ॥૪॥
જાતિસમરણે જાણતા, અનુભવિયા અવદાત ॥ સ૦ ॥ તો-
પણ રાવણ જૂઝતો, લક્ષ્મણશું કરી ઘાત ॥ સ૦ ॥ બંધ૦ ॥
॥ ૫ ॥ પરમાધામી દેખીને, નાખે અગ્નિમઝાર ॥ સ૦ ॥ ચો-
થી નરકે બૂઝાવ્યાં, સીતેંદ્રે તેણી વાર ॥ સ૦ ॥ બંધ૦ ॥૬॥
રાય વસુ નરકે પડયા, સુભૂમ સરિખા વીર ॥ સ૦ ॥ સાંભ-
ળી હઇડાં કમકમે, ધ્રુજે વછુટે શરીર ॥ સ૦ ॥ બંધ૦ ॥૭॥
આદિ તુરિય બંધ ઉદયથી, સત્તા સાતમે ટાળ ॥ સ૦ ॥ કર્મ
સૂદન તપફળ દીયો, શ્રી શુભવીર દયાળ ॥ સ૦ ॥બંધ૦॥૮॥

॥ કાવ્યં ॥ શિવતરો૦ ॥ ૧ ॥ શમરસૈ૦ ॥ ૨ ॥

॥ અથ મંત્ર ॥

॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ ॥ નરકાયુર્નિગડવિફલત્વાય ॥
ફલાનિ ॥ ય૦ સ્વાહા ॥

॥ અથ કળશ ॥ ગાયો ગાયો રે મહાવીર૦ ॥

॥ઇતિ નરકાયુર્નિગડવિફલત્વાર્થે અષ્ટમ ફળ પૂજા સંપૂર્ણ॥

—✱—

॥ઇતિ પંચમ દિવસેઽધ્યાપનીય આયુઃકર્મસૂદનાર્થે
પંચમ પૂજાષ્ટકં સંપૂર્ણ ॥

— —

## ॥ अथ षष्ठ दिवसेऽध्ययनीय नामकर्मसूदनार्थं षष्ठ पूजाष्टक प्रारंभः ॥

(આ પૂજામાં જોઇતી ચીજોનાં નામ.)

(૧ દુધ, અભિષેક, ૨ સુવર્ણ સાથે ઘસેલું કેસર, ૩ પંચવર્ણિ ફુલે જાળી ભરિયે, ૪ પંચાંગ ધુપ, ૫ બે દીવેટનો દીપક, એવા એકશોને ત્રણ દીપક કરી વંશમાલે ધરીયે, ૬ અક્ષત પંચ વર્ણા ચોખા, ૭ નૈવેદ્ય, ૮ ફળ.)

## ॥ अथ प्रथम जळपूजा प्रारंभ ॥

॥ દોહા ॥

પ્રણમું શ્રી શંખેશ્વરો, સાહિબ સુગુણ પવિત્ત ॥ મુજ ગુરૂ ઉપકારે કરી, ક્ષણ ક્ષણ આવે ચિત્ત ॥ ૧ ॥ નામકરમ હવે દાખવું, ચિત્રક સરિખું જેહ ॥ નટ જેમ બહુરૂપી કરે, તેમ શુભ અશુભે તેહ ॥ ૨ ॥ ઉચ નીચ દેહાકૃતિ, ખંપણ દેહે હોય ॥ કૃષ્ણ નીલ જાડા ઘણું, અશુભ નામ તે જોય ॥ ૩ ॥ રૂપે હરિબાળ સારિખા, તે શુભનામ વખાણ ॥ મધ્ય તનુ પીત ઉજ્જળો, સુંદર રાતો વાન ॥ ૪ ॥ જૈનધર્મ રાતો રહે, ગાય ગુણી ગુણગ્રામ ॥ તેણે શુભ નામ તે સંપજે, ઇત્વર અશુભ તે નામ ॥ ૫ ॥ નામકર્મ દૂરે કરી, પામ્યા ભવનો પાર ॥ સિદ્ધ અરૂપી પદ ભણી, પૂજા અષ્ટ પ્રકાર ॥ ૬ ॥

॥ ઢાળ પહેલી ॥

(સુતારીના બેટા તને વિનવું રે લો.—એ દેશી.)

પિંડપયડી ચૌદ પખાળવા રે લો, અભિષેક કરૂં અરિ-

હંત જો ॥ જસ જ્ઞાનદિશા રળિયાંમણી રે લો, કરે જ્ઞાની ક-રમનો અંત જો ॥ જ્ઞાનીની ગોઠડી મીઠડી રે લો ॥૧॥ નર, દેવ, નિરય, તિરિયા, ગઇ રે લો, ઇગ, વિગલ, પણિંદિ જાતિ જો ॥ તરૂ, કીડો, કીડી, માખી, થયો રે લો, શું વખાણું આ-પણી બુનિયાત જો ॥ જ્ઞા૦ ॥૨॥ તનુ ઉરલ વિઉવ્વાહારગા રે લો, તેજ કર્મ અનાદિનાં સાથ જો ॥ ત્રણ્ય આદિ ઉપાંગતે ટાળવા રે લો, તુજ સરિખો ન મળિયો નાથ જો ॥ જ્ઞા૦ ॥ ॥૩ ॥ છણે નામે બંધન સંઘાતનાં રે લો, પણ બંધન ગ્રાહક પાંચ જો ॥ ષટ્ સંઘયણ આદિ કેવલી રે લો, જો વજ્રઋષભ-નારાચ જો ॥ જ્ઞા૦ ॥ ૪ ॥ સંસારે ઋષભનારાચ છે રે લો, નારાચ અરધનારાચ જો ॥ કિલિ, છેવટ્ટુ, પંચમ કાલમાં રે લો, ગયાં રત્ન રહ્યાં તનુ કાચ જો ॥ જ્ઞા૦ ॥૫॥ શમચઉરસ નિગોહ સાદિયે રે લો, કુબડું વામણ સંઠાણ જો॥ હુંડવાળા-નું એક ન પાંસરૂં રે લો, હવે વર્ણાદિ વિશ પ્રમાણ જો ॥ જ્ઞા૦ ॥ ૬ ॥ ગંધ, વર્ણ ફરસ રસ પુગ્ગલા રે લો, વીશ સોલ બોલે ગ્રહવાય જો ॥ જીવ યોગ્ય ગ્રહણ અડ વર્ગણા રે લો, રાગ દોષને રસ ઘોલાય જો ॥ જ્ઞા૦ ॥ ૭ ॥ અનુપૂર્વિ કહી ગતિ ચારની રે લો, જાય તાણ્યો ઋજુ ઘરનાથ જો ॥ શુભ અશુભ ચાલ છંડી કરી રે લો, શુભવીરને વળગો હાથ જો ॥ જ્ઞાનીની૦ ॥ ૮ ॥

॥ કાવ્ય ॥ તિર્થોદકૈઃ ॥૧॥ સુરનદી૦ ॥૨॥ જનમનો૦ ॥૩॥

॥ અથ મંત્ર ॥

ૐ હ્રીઁ શ્રી પરમ૦ ॥ પિંડપ્રકૃતિવિચ્છેદનાય ॥ જલં ચ૦ ॥ સ્વાહા ॥

॥ ઇતિ પિંડપ્રકૃતિવિચ્છેદનાર્થે પ્રથમ જલપૂજા સંપૂર્ણ ॥૧॥

## ॥ अथ दितीय चंदनपूजा प्रारंभ ॥

॥ દોહા ॥

દશ તિગ જિન ઘર સાચવી, પૂજીશું અરિહંત ॥
દશ યતિધર્મ આરાધીને, કરૂં થાવર દશ અંત ॥ ૧ ॥

॥ ઢાળ બીજી ॥

( વ્રજના વાલ્હાને વિનતિ રે.—એ દેશી. )

સાતે શુદ્ધિ સમાચરી રે, પૂજીશું અમે રંગે લાલ॥ કેસર કંચનશું ઘસી રે, સ્વામિ વિલેપન અંગે લાલ ॥ લાલ સુરંગી રે સાહિબો રે ॥ ૧ ॥ ભૂ, જળ, જલણ, અનિલ, તરૂ રે, થાવર પંચ પ્રકારો લાલ ॥ સૂક્ષ્મ નામ કરમથકી રે, ભરિયા લોક મોઝારો લાલ॥ લા૦ ॥ ૨ ॥ નિજ પ્રર્યાપ્તિ પૂરયા વિના રે, મરતા તે અપજત્તા લાલ ॥ સાધારણ તરૂજાતિમાં રે, જીવ શરીરે અનંતા લાલ ॥ લા૦ ॥ ૩ ॥અંગ ઉપાંગ જે થિર નહીં રે, નામ અથિર તે દીઠો લાલ ॥ નાભિ હેઠે અશુભાકૃતિ રે, દુર્ભગલોક અનિટો લાલ ॥ લા૦ ॥૪॥ન ગમેજે સ્વર લોકમાં રે, દુઃસ્વર ખેદનું ધામો લાલ ॥ સાચું લોકને નવિ ગમે રે, વચન અનાદેય નામો લાલ ॥ લા૦ ॥૫॥ અપ-

જસ નામથી નિંદતા રે, ખેદ વિના લોક અનેકો લાલ ॥ શ્રી શુભવીરને નવિ હોવેરે, એ દશમાંહેની એકો લાલ ॥લા૦॥૧॥

॥ કાવ્યં ॥ જિનપતે૦ ॥ ૧ ॥ સહજકર્મ૦ ॥ ૨ ॥

॥ અથ મંત્રઃ ॥

ૐ હ્રીં શ્રીં ॥ પરમ૦ ॥ સ્થાવરદશકનિવારણાય ॥ ચંદનં ય૦ ॥ સ્વાહા ॥

॥ ઇતિ સ્થાવરદશકનિવારણાર્થં દ્વિતીય ચંદનપૂજા સંપૂર્ણ ॥

## ॥ अथ तृतीय पुष्पपूजा प्रारंभ ॥

॥ દોહા ॥

એ દશ પયડિ પાપની, પાપે બંધ કરંત ॥
ત્રસ દશ પામે જીવડો, જિમ અંશે પુણ્યવંત ॥ ૧ ॥

॥ ઢાળ ત્રીજી ॥

( રહો રહો રે જાદવ દો ઘડિયાં.—એ દેશી. )

રહો રહોરે રસભર દો ઘડિયાં, દો ઘડિયાં દિલસેં અડિયાં ॥ રહો૦ ॥ એ આંકણી ॥ કુસુમની પૂજા કરી ફળ માગું, પરમાતમ પાઉં પડિયાં ॥ રહો૦ ॥ પુણ્ય ઉદય ત્રસ નામ ધરાયો, અબ તુમ વાર નહીં ઘડિયાં ॥ રહો૦ ॥૧॥ વિગલેંદ્રિ પચેંદ્રિ કહાયો, પ્રભુ ઓળખાણ હવે પડિયાં ॥રહો૦॥ બાદર નામ જે નજરે દેખે, ઉવેખે કેમ નજરે ચડિયાં ॥ રહો૦॥ ॥ ૨ ॥ ષટ પર્યાપ્તો લબ્ધિકરણે, ચરણે આયો ન વિછડિયાં ॥ રહો૦ ॥ એક તનુ એક જીવ કહાવે, પ્રત્યેકમાં પણ અમે

વડિયાં ॥ રહો૦ ॥ ૩ ॥ દંતાદિક તનુ થિર થિર નામે, તહવી મન અમે થિર કરિયાં ॥રહો૦॥ નાભિ ઉપર તનુ શુભ સહુ દેખે, તેણે તુમ હૃદયકમળ ધરિયાં ॥ રહો૦ ॥ ૪ ॥ સરવને વાલ્હો સુભગથી લાગું, જબ અમ ઘર તુમ પાવડિયાં ॥ રહો૦ ॥ સુસ્વર સુણતાં લાગે મીઠો, તુજ ગુણ અંબા [illegible]રિયાં ॥ રહો૦ ॥ ૫ ॥ આદેય નામ વચન જગ માને, શ્રી શુભવીર મુખે ચડિયાં ॥ રહો૦ ॥ જસ ગુણ ગાવે લોક બનાવે, તે જસ નામ ને તુમ વડિયાં ॥ રહો૦ ॥ ૬ ॥

॥ કાવ્યં ॥ સુમનસાં૦ ॥ ૧ ॥ સમયસાર૦ ॥ ૨ ॥

॥ અથ મંત્ર ॥

॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ ॥ ત્રસદશકનિવારણાય ॥ પુષ્પાણિ ય૦ ॥ સ્વાહા ॥

॥ ઇતિ ત્રસદશકનિવારણાર્થં તૃતીય પુષ્પપૂજા સંપૂર્ણ ॥૩॥

## ॥ अथ चतुर्थ धूपपूजा प्रारंभ ॥

॥ દોહા ॥

ધૂપેં જિનવર પૂજીયે, પ્રત્યેક દાહનહાર ॥
પયડિ ન જાયે મૂળથી, જબ લગે એ સંસાર ॥ ૧ ॥

॥ ઢાળ ચોથી ॥

(વીર જિણંદ જગત્ ઉપકારી.—એ દેશી.)

આજ ગઇ મન કેરી શંકા, જબ તુમ દર્શન દિઠજી ॥
ર ગઇ લોક સ[illegible]ા છારી, આગમ અમીય તે મીઠજી ॥

॥ આજ૦ ॥૧॥ ગુરૂ લઘુ અંગે એક ન હોવે, અગુરૂ લઘુ તે જાણજી ॥ સાસઉસાસ લીએ પજ્જતો, સાસોસાસ પ્રમાણજી ॥ આજ૦ ॥ ૨ ॥ લંબગાત્ર મુખમાં પડજીભી, પયડિ ઉદય ઉપઘાતજી ॥ બળિયો પણ નવિ મુખપર આવે, નામ ઉદય પરાઘાતજી ॥ આજ૦ ॥ ૩ ॥ તાપ કરે રવિબિંબ જે જીવા, આતપ નામ કહાયજી ॥ અંગ ઉપાંગ સુતાર પુતલિયાં, નિર્માણ ઘાટ ઘડાયજી ॥ આજ૦ ॥ ૪ ॥ વૈક્રિય સુર ખજુઓ શશિબિંબે, તાપ વિના પરકાશજી ॥ ઉદ્યોતનામકરમ મેં જાણ્યું, આગમ નયન ઉજાશજી ॥ આજ૦ ॥૫॥ કેવલ ઉપજે ત્રિભુવન પૂજે, વર અતિશય ગંભીરજી ॥ જિનનામ ઉદયે સમવસરણમાં, બેઠા શ્રી શુભવીરજી ॥ આજ૦ ॥૬॥

॥ કાવ્યં ॥ અગરમુખ્ય૦ ॥૧॥ નિજગુણાક્ષય૦ ॥ ૨ ॥

॥ અથ મંત્ર ॥

ૐ હ્રીં શ્રીં પરમ૦॥ પ્રત્યેકાષ્ટપ્રકૃતિનિવારણાય ॥ ધૂપં ય૦ ॥ સ્વાહા ॥

॥ ઇતિ પ્રત્યેકાષ્ટપ્રકૃતિનિવારણાર્થં ચતુર્થધૂપપૂજા સંપૂર્ણ ॥૪॥

---

## अथ पंचम दीपकपूजा प्रारंभ ॥

॥ દોહા ॥

વીશ કોડાકોડી સાગરૂ, મધ્ય ગુરૂ થિતિ બંધાય ॥
ઉત્તરપયડિ નિહાળવા, દીપકપૂજા રચાય ॥ ૧ ॥

॥ ઢાળ પાંચમી ॥
( સાહિબા મોતી ઘો હમારો—એ દેશી. )

દીપકપૂજા જ્યોતિ જગાવું, ઉત્તર પયડિ તિમિર હરાવું ॥ સાહિબ તેં થિતિબંધ ખપાવ્યો, સેવકનો હવે લાગ ફાવ્યો ॥ સાહિબા સંસાર અટારો, મોહના મુજ તારો ॥ ૧ ॥ એ આંકણી ॥ સુહુમ વિગલતિગ બંધ અઢાર, મણુઅ દુગે પન્નર અવધાર ॥ સંઘયણાગિઇ જુગલ કરીશ, દશ ઉપર દુગ વુડ્ઢી વીશ ॥સા૦ ॥ ૨ ॥ સુરભિ મધુર શીત શુભ ચઉ ફાસા, થિર છ સુગઇ સુરદુગ દશ ખાસા ॥ પીતામ્લે વળી રક્ત કષાયે, નીલ કટુક વળી કૃષ્ણ તીખાયે ॥ સા૦ ॥ ॥ ૩ ॥ સાડાબાર પન્નર યુગ એકે, સાડાસત્તર વીશ કવિયે વિવેકે ॥ વૈક્રી નિરય તિરિ ઉરલ દુગંકા, તેમ પણ અથિર છ તસ સાસ ચઉક્કા ॥ સા૦ ॥ ૪ ॥ થાવર કુખગઇ જાતિ પણિંદી, પાપ ફરસ દુરગંધ એગિંદી ॥ છત્તીસ પયડિને વીશશું જોડી, સઘળે સાગર કોડાકોડી ॥ સા૦ ॥૫॥ આહારક દુગ જિનનામ કરંતો, સાગર એક કોડાકોડી અંતો ॥ જો જિનનામ નિકાચિત કીજે, તો શુભવીર હુઆ ભવ ત્રીજે ॥ સાહિબ તેં થિતિબંધ ખપાવ્યો ॥ ૬ ॥

॥ કાવ્યં ॥ ભવતિ દીપ૦ ॥ ૧ ॥ શુચિમનાત્મ૦ ॥ ૨ ॥

॥ અથ મંત્ર ॥ ૐ ી શ્રી પરમ૦ ॥ સ્થિતિબંધનિવારણાય ॥ દીપં ય૦ ॥ સ્વાહા ॥

॥ઇતિ ॥ થિતિબંધનિવારણાર્થં પંચમ દીપકપૂજા સંપૂર્ણ ॥

## ॥ अथ षष्ट अक्षतपूजा प्रारंभ ॥

॥ દોહા ॥

વન્ન ચઉ તેઅ કમ્મણ, અગુરૂ લઘુ નિર્માણ ॥
ઉપઘાત નવ ધ્રુવબંધિ છે, અડવન અધ્રુવા જાણ ॥૨॥

॥ ઢાળ છઠ્ઠી ॥

[ ત્રીજે ભવ વર થાનક તપ કરી.—એ દેશી. ]

અક્ષતપૂજા જિનની કરતાં, નામ કરમ ક્ષય જાવે ॥ નામની સરવ અઘાતિ પયડિયાં, વરતે નિજ નિજ ભાવે રે ॥ પ્રાણી, અરૂપી ગુણ નિપજાવો ॥ પૂજ્યની પૂજા રચાવો રે ॥ પ્રાણી૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ થાવર ચઉ આતાપ છેવટ્ઠું, હુંડ નિરયદુગ જાણું ॥ ઇગ દૂતિ ચઉ જાતિ જીઉ બાંધે પામી પ્રથમ ગુણઠાણું રે ॥ પ્રાણી૦ ॥ ૨ ॥ મજ્ઝાગિઇ સંઘયણ તિરિ દુગ, દોહગ તિગ ઉદ્યોત ॥ અશુભવિહાયોગતિ સાસ્વાદન, બંધ કહે ભગવંત રે ॥ પ્રાણી૦ ॥ ૩ ॥ મણુઅ ઉરલદુગ ધુરસંઘયણ, ચોથે બંધ કહાવે ॥ અજસ અથિર દુગ છઠ્ઠે બંધે, દશમે જસ બંધાવે રે પ્રાણી૦ ॥ ૪ ॥ અગુરૂ લઘુ ચઉ જિન નિરમાણ. સુરદુગ સુહગઇ કહિયે ॥ તસ નવ ઉરલ વિણુ તણુવંગા, વર્ણાદિક ચઉ લહિયે રે ॥ પ્રાણી૦ ॥ ૫ ॥ સમચઉરસ પણિંદી જાતિ, બાંધે અડગુણ ઠાણે ॥ બંધહેતુ શુભવીર ખપાવે, ઉજ્જ્વલ ધ્યાનને ટાણે રે ॥ પ્રાણી૦ ॥ ૬ ॥

॥ કાવ્યં ॥ ક્ષિતિતલે૦ ॥ ૧ ॥ સહજભાવ૦॥ ૨ ॥

॥ અથ મંત્ર ॥

॥ ૐ -હ્રીઁ શ્રીઁ પરમ૦॥ નામકર્મબંધનિવારણાય ॥ ॥ અક્ષતાન્ ય૦ ॥ સ્વાહા ॥

॥ ઇતિ નામકર્મબંધનિવારણાર્થં ષષ્ઠ અક્ષતપૂજા સંપૂર્ણ ॥

---

## ॥ अथ सप्तम नैवेद्यपूजा प्रारंभ ॥

॥ દોહા ॥

ચઉવન્ના તેઅ કમ્મણ, નિમિત્ત અથિર થિર હોય ॥
અગુરૂ લઘુ ઉદયિની, શેષ અધ્રુવ તે જોય ॥ ૧ ॥

॥ ઢાળ સાતમી ॥

( દેખો ગતિ દૈવની રે.—એ દેશી. )

નૈવેદ્યપૂજા ભાવિયે રે પુદ્ગલ આહાર ગ્રહંત ॥ ભાગ અસંખે આહારતા રે, નિર્જરે ભાગ અનંત ॥ જગત્ગુરૂ આપજો રે ॥ આપજો પદ અણાહાર ॥ જ૦ ॥૧॥ એ આંકણી॥ એહ રીત દુરે હુવે રે, નામઉદય જબ જાય ॥ સુહુમ તિગ ચવ ધુર ગુણે રે, ઉદય કહે જિનરાય ॥ જ૦ ॥ ૨ ॥ બીજે વિગલ ઇગ થાવરૂ રે, ચોથે અણુઇજ્જ દોઇ ॥ પુર્વી દુહગ વૈક્રીદુગે રે, દેવ નિરયગતિ જોય ॥ જ૦ ॥ ૩ ॥ તિરિગઇ ઉદ્યોત પાંચમે રે, છઠ્ઠે આહારક હોય ॥ ચરમ સંહનન તિગ સાતમે રે, ઋષભદુગ ઉપશમ હોય ॥ જ૦ ॥ ૪ ॥ ઉરલા

થિર ખગઈ દુગા રે, પત્તેય તિગ છ સંઠાણ ॥ તે અકમ્મ ધુર સંઘયણને રે, અગુરૂ લઘુ ચઉ જાણ ॥ જ૦ ॥ ૫ ॥ દુસર સુસર ચઉવન્ના રે, નિર્માણ દય સોયોગી ॥ સુભગાઇજ્જ જસ તસ તિગો રે, નરગઇ પણિંદી અયોગી ॥ જ૦ ॥ ૬ ॥ જો જિનનામ ઉદય હુવે રે, તો તીર્થંકર લીધ ॥ યોગ નિરોધ કરી હુઆ રે, શ્રી શુભવીર તે સિદ્ધ ॥ જ૦ ॥ ૭ ॥

॥ કાવ્યં ॥ અનશનં૦ ॥ ૧ ॥ કુમતબોધં૦ ॥૨॥

॥ અથ મંત્રઃ ॥

ૐ હ્રીં શ્રીં પરમ૦ ॥ નામકર્મઉદયવિચ્છેદનાય ॥ નૈવેદ્યં ય૦ ॥ સ્વાહા ॥

॥ઇતિ નામકર્મઉદયવિચ્છેદનાર્થં સપ્તમ નૈવેદ્યપૂજા સંપૂર્ણ॥

---

## ॥ अथ अष्टम फलपूजा प्रारंभ ॥

॥ દોહા ॥

આહારકસગ જિણ નરદુગં, વૈક્રિયની અગિયાર ॥
એ અધ્રુવ સત્તા કહી, બીજી ધ્રુવ સંસાર ॥ ૧ ॥

॥ ઢાળ આઠમી ॥

( પ્રભાતે ઉઠીને માતા મુખડું જોવે—એ દેશી )

આવી રૂડી ભગતિ મેં, પહેલાં ન જાણી ॥ પહેલાં ન જાણી રે સ્વામિ, પહેલાં ન જાણી ॥ સંસારની માયામાં મેં, વલોવ્યું પાણી ॥ આવી૦ ॥ એ આંકણી ॥ કલ્પતરૂનાં ફળ

લાવીને, જે જિનવર પૂજે ॥ કાળ અનાદિ કર્મ તે સંચિત્ત, સત્તાથી ધ્રુજે ॥ આવી૦ ॥ ૧ ॥ થાવર તિરિ નરયાયવ એ દુગ, ઇગ વિગલા લીજે ॥ સાધારણ નવમે ગુણઠાણે, ધુર-ભાગે છીજે ॥ આવી૦ ॥ ૨ ॥ કેવળ પામી શિવગતિ ગામી, શૈલેશી ટાણે ॥ ચરમ સમય દોમાંહે સ્વામિ, અંતિમ ગુણઠાણે ॥ આવી૦ ॥ ૩ ॥ બાકી નામકરમની પયડિ, સઘળી તિહાં જાવે ॥ અજરામર નિકલંકસ્વરૂપે, નિઃકર્મા થાવે ॥આવી૦॥ ॥ ૪ ॥ તે સિદ્ધકેરી પડિમા પૂજે, સિદ્ધમયી હોવે॥ નાઇ ધોઇ નિરમળ ચિત્તે, આરીસો જોવે ॥ આવી૦ ॥ ૫ ॥ કર્મસૂદન તપ કેરી પૂજા, ફળ તે નર પાવે ॥ શ્રી શુભવીર સ્વરૂપવિલો-કી, શિવવહૂ ઘર આવે ॥ આવી૦ ॥ ૬ ॥

॥ કાવ્યં ॥ શિવતરોઃ ॥ ૧ ॥ શમરસૈઃ ॥ ૨ ॥

॥ અથ મંત્ર ॥

॥ ૐ હ્રીં શ્રી પરમ૦ ॥ નામકર્મસત્તાવિચ્છેદનાય ॥ ફલાનિ ય૦ ॥ સ્વાહા ॥

॥ અથ કલશ ॥ ગાયો ગાયો રે મહાવીર૦ ॥

॥ ઇતિ નામકર્મસત્તાવિચ્છેદનાર્થં અષ્ટમ ફલપૂજા સંપૂર્ણ॥



॥ ઇતિ ષષ્ઠ દિવસેઽધ્યાપનીય નામકર્મ નિવરણાર્થં ષષ્ઠ પૂજાષ્ટકં સંપૂર્ણ ॥



## ॥ अथ सप्तम दिवसेऽध्यापनीय गोत्रकर्म-सूदनार्थं सप्तम पूजाष्टक प्रारंभ.

(આ પૂજામાં જોઇતી ચીજોનાં નામ.)

(૧ સાકરનું પાણી, ૨ ચંદન કેસર, ૩ વિવિધ ફુલ, ૪ અગરબત્તી, ધૂપ, ૫ બે દીવેટનો દીપક, ૬ ગોધૂમ અક્ષત, ૭ નૈવેદ્ય, ૮ ફળ.)

### ॥ अथ प्रथम जळपूजा प्रारंभ ॥

॥ દોહા ॥

ગોત્રકરમ હવે સાતમું, વ્યાપ્યું ઇણે સંસાર ॥
ગોત્રકરમ છેદ્યા વિના, નવિ પામે ભવ પાર ॥૧॥
ચક્રદંડ સંયોગથી, ઘડતો ઘટ કુંભાર ॥
ઘી ભરિયો ઘટ એકમેં, બીજે મદિરા છાર ॥ ૨ ॥
ઉંચ નીચ ગોત્રે કરી, ભરિયો આ સંસાર ॥
કર્મદહન કરવા ભણી, પૂજા અષ્ટ પ્રકાર ॥ ૩ ॥

॥ ઢાળ પહેલી ॥

(રાગ એલૈયો—બિલાવલ.)

(મેં કીનો નહીં, પ્રભુ વીના ઓરશું રાગ.—એ દેશી.)

કેશરવાસિત કનકકળશશું, જળપૂજા અભિષેક ॥ સમકિતરંગે સદ્‌ગુરૂ સંગે, ધરતો વિનય વિવેક ॥ મેં કીનો સહી, રીત ગોતકો બંધ ॥ યા રીત ગોતકો બંધ ॥ મેં કી૦ ॥ ॥ યા૦ ॥૧॥ એ આંકણી ॥ બહુશ્રુત ભક્તિ કરતાં સઘળા, પૂજ્યા યુગપરધાન ॥ ગીતારથ એકાકી રહેત, પામે જગ

બહુમાન ॥ મેં કી૦ ॥ ૨ ॥ અજ્ઞાની ટોળે પણ ભોળે, બોળે પથ્થર નાવ ॥ આલોયણ દેતો ભદ્રકને, પામે વિરાધક ભાવ ॥ મેં કી૦ ॥ ૩ ॥ બોધગુરૂને બાણે હણતો, પગ અણુફરસી રાય ॥ અજ્ઞાની મુની ઉગ્રવિહારી, બાજીગરનો ન્યાય ॥ મેં કી૦ ॥ ૪ ॥ મંડુઆ શ્રાવકને કહે સ્વામિ, હોય જિનધર્મ આશાત ॥ અણજાણયો શ્રુત અર્થ વદંત્તાં, સાચી ગુરૂગમ વાત ॥ મેં કી૦ ॥ ૫ ॥ જ્ઞાની ગુરૂની સેવા કરતાં, આરાધે જિનધર્મ ॥ અણુવ્રત ધરતો તપ અનુસરતો, નિર્મળગુણ ગ્રહે પર્મ ॥ મેં કી૦ ॥ ૬ ॥ ભણે ભણાવે વળિ જિન આગમ, આશાતન વરજંત ॥ શ્રી શુભવીર જિનેશ્વરભકતે, ઉત્તમ ગોત્ર બાંધંત ॥ મેં કી૦ ॥ ૭ ॥

॥ કાવ્યં ॥

॥ તિર્થોદકૈઃ૦ ॥ ૧ ॥ સુરનદી૦ ॥ ૨ ॥ જનમનો૦ ॥ ૩ ॥

॥ અથ મંત્રઃ ॥

॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ ॥ ગોત્રબંધનિવારણાય ॥ જલં ય૦ ॥ સ્વાહા ॥

॥ ઇતિ ગોત્રબંધનિવારણાર્થે પ્રથમ જલપૂજા સંપૂર્ણ॥

## ॥ अथ द्वितीय चंदनपूजा प्रारंभ ॥

॥ દોહા ॥

જ્ઞાનાદિક ગુણ નવિ હણે, બંધ ઉદયમેં કોય ॥
તિણે અઘાતી તે કહી, ગોત્રની પયડી હોય ॥ ૧ ॥

॥ ઢાળ બીજી ॥

(પ્રતિમા લોપે પાપિયા, યોગવહન ઉપધાન જિનજી. એ—એ દેશી.)

જિનતનુ ચંદન પૂજતાં, ઉત્તમ કુળ અવતાર ॥ જિનજી ॥ ગોત્રવડે પ્રાણી વડો, માન લહે સંસાર ॥ જિનજી ॥ તું સુખિયો સંસારમાં ॥ ૧ ॥ ઉત્તમ કુળના ઉપન્યા, સૂત્ર કહ્યા અણગાર ॥જિનજી॥ વાચક સૂરિપદવી લહે, ઉચ્ચગોત્ર અવતાર ॥ જિનજી ॥ તું૦ ॥૨॥ ઉગ્રભોગ વળી રાજવી, હરિવંશે જિનદેવ ॥જિનજી॥ વાસવકલ્પે આવતાં, ચક્રી હરિબળદેવ ॥ જિનજી ॥ તું૦ ॥ ૩ ॥ નીચ ગોત્ર થાવરસમા, મણિ હીરા ઝલકંત ॥ જિનજી ॥ ગંગા ક્ષીરસમુદ્રનાં, યમુના જળ વહંત ॥ જિનજી ॥તું૦ ॥૪॥ કલ્પતરૂ સહકારનાં, કેતકી પત્રને ફુલ ॥ જિનજી ॥ મંગળ કારણ શિર ધરે, મંદપવન અનુકૂળ ॥ જિનજી ॥તું૦॥૫॥ એમ સંસારે પ્રાણિયા,ઉત્તમ ગોત્ર વિશેષ ॥ જિનજી ॥ માન લહે મઘવા વળી, બાહુબળી ભરતેશ ॥ જિનજી॥ તું૦ ॥૬॥ ધર્મરયણની યોગ્યતા, ઉંચ ગોત્ર કહાય ॥ જિનજી ॥ તું૦ ॥ ૭ ॥

॥ કાવ્યં ॥ જિનપતે૦ ॥ ૧ ॥ સહજકર્મ૦ ॥ ૨ ॥

॥ અથ મંત્ર ॥ ॥ ૐ હ્રીં શ્રી પરમ૦॥ ઉચ્ચૈર્ગોત્રાતીતાય ॥ ચંદનં ય૦ ॥ સ્વાહા ॥

॥ઇતિ ઉચ્ચૈર્ગોત્રાતીતાર્થં દ્વિતીય ચંદનપૂજા સંપૂર્ણ ॥૨॥

## ॥ अथ तृताय पुष्पपूजा प्रारंभ ॥

॥ દોહા ॥

જિનવર ફુલે પૂજતાં, ઉંચ ગોત્ર બંધાય ॥
ઉત્તમકુળમાં અવતરી, કર્મરહિત તે થાય ॥ ૧ ॥

॥ ઢાળ ત્રીજી ॥

( સુણ ગોવાલણી ગોરસડાં.—એ દેશી. )

સુણદયાનિધિ, ઉત્તમ કુળ અવતરતાં પાર ન આવ્યો ॥ સદ્ગુરૂ મળે, તુજ આગમ અજવાળે મુજ સમજાવ્યો ॥ એ આંકણી ॥ સમકિત સંજુત્ત વ્રત આચરતાં, જિનપૂજા ફુલ-પગર ભરતાં ॥ શ્રાવક મુનિ દશમું ગુણ ધરતાં, ઉંચ ગોત્ર તણો બંધજ કરતાં ॥ સુ૦ ॥ ૧ ॥ તુમે સત્તા ઉદયે અનુભવિયો, શૈલેશીકરણ કરી ખવિયો ॥ તે રસ ચખવી મુજ હેલવિયો, એક ખામી જે નવિ ભેળવિયો ॥ સુ૦ ॥૨॥ એક સમયે એક બંધાયે, તેણે એ અધ્રુવબંધી થાયે ॥ સત્તોદય અધ્રુવ કહેવાયે, સુખિયા થઇયે જબ એ જાયે ॥ સુ૦ ॥૩॥ લઘુબંધે અડ મુહૂરત કરિયો, ઉંચ ગોત્રે ગુરૂ ઠિઇ આચરિયો ॥ દશ કોડાકોડી સાગરિયો, દશસેં વરસે ભોગવી ફરિયો ॥ સુ૦ ॥ ૪ ॥ હવે મેં તુજ આણા શિર ધરિયો, થઇ અંત કોડાકોડી સાગરિયો ॥ મોટો દરિયો પણ મેં તરિયો, શુભવીર પ્રભુ સેવન ફળિયો ॥ સુણ દયાનિધિ૦ ॥ ૫ ॥

॥ કાવ્યં ॥ સુમનસાં૦ ॥ ૧ ॥ સમયસાર૦ ॥ ૨ ॥

॥ અથ મંત્રઃ ॥

ૐ હ્રીં શ્રીં પરમ૦ ઉચ્ચૈર્ગોત્રસ્થિતિવિચ્છેદનાય ॥ પુષ્પાણિ ય૦ ॥ સ્વાહા ॥

॥ઇતિ ઉચ્ચૈર્ગોત્રસ્થિતિવિચ્છેદનાર્થં તૃતીય પુષ્પપૂજા સંપૂર્ણ॥



## ॥ अथ चतुर्थ धूपःजा प्रारंभ ॥

॥ દોહા ॥

પયડિ દોય અઘાતિની, ગોત્ર કરમની એહ ॥
નીચગોત્ર કારણ કહું, જે અનુભવિયાં તેહ ॥ ૧ ॥

॥ ઢાળ ચોથી ॥

(ગાયો ગૌતમ ગોત્ર મુણીંદ, રસ વૈરાગ્ય ઘણો આયો.એ— દેશી.)

જિનવર અંગે પૂજાધૂપ, ધૂપગતિ ઉંચે ભાવી ॥ પામી પંચેદ્રીનાં રૂપ, નીચ ગતિ મુજ કેમ આવી ॥ ૧ ॥ કહિયે કારણ સુણજો દેવ, તુજ આગમરસ નવિ ભાવ્યો ॥ ન કરી બહુશ્રુત કેરી સેવ, અરૂચિપણું અંતર લાવ્યો ॥ ૨ ॥ ભણે ભણાવે મુનિવર જેહ, નિંદા તેહતણી ભાખી ॥ પરગુણ ઢાંકી અવગુણ લેહ, કૂડી વાતતણો સાખી ॥ ૩ ॥ વિણ દીઠી અણસાંભળી વાત, લોકવચ્ચે ચલવે પાપી ॥ ચાડી કરતાં પાડી જાતિ, વાડી ગુણતણી કાપી ॥ ૪ ॥ ગુણ અવગુણ મેં સરિખા કીધ, અરિહા ભક્તિ નવિ કીધી ॥ ઉત્તમકુળ જાતિ પ્રસિદ્ધ, વાહ્યો મદ ગારવ ગિદ્ધિ ॥ ૫ ॥ નીચઠાણ સેવંતા

નાથ, બંધે નીચ ગોત્ર કરીયો ॥ શ્રી શુભવીરનો ઝાલ્યો હાથ, સહેજે ભવસાયર તરિયો ॥ ૬ ॥

॥ કાવ્યં ॥ અગરમુખ્ય૦ ॥ ૧ ॥ નિજગુણાક્ષય૦ ॥ ૨ ॥

॥ અથ મંત્ર ॥

॥ ૐ હ્રીં શ્રીં પરમ૦॥ નીચૈર્ગોત્રબંધસ્થાનોચ્છેદનાય ॥ ધૂપં ય૦ સ્વાહા ॥

॥ઇતિ નીચ્ચૈર્ગોત્રબંધસ્થાનોચ્છેદનાર્થં ચતુર્થ ધૂપપૂજા સંપૂર્ણ॥

## ॥ अथ पंचम दीपकपूजा प्रारंभ ॥

॥ દોહા ॥

કામપ્રસંગે હંસ નૃપ, બાણ પ્રાણ પરિહાર ॥
ગંગાજળ જળધિ મળે, નીચ ઠાણ સુવિચાર ॥

॥ ઢાળ પાંચમી॥

( જુવટું કોઇ રમશો નહીં રે.—એ દેશી. )

જ્ઞાનસદીપક જ્યોતિ ધરી રે, પૂજા રચું મનોહાર; પ્રભુજી ॥ નીચ કુળે હવે નહીં રે રહું રે ॥ પૂજા અરૂચિ ભાવે કરી રે, નીચ કુળે અવતાર ॥ પ્ર૦ ॥ ૧ ॥ તુજ આગળ નવિ દીપ ધર્યો રે, નાપિક હાથ મશાલ ॥ પ્ર૦ ॥ માતંગ જુંગિત જાતિ કહીરે, કાઢે અશુચિ ખાલ ॥ પ્ર૦ ॥૨॥ માળીગોવાળી કોળી તેલી રે, મોચી ને શુચિકાર ॥ પ્ર૦ ॥ ત્રણ વનેચર પાપીયા રે, દોય અક્ષ સવિચાર ॥ પ્ર૦ ॥ ૩ ॥ વણીક મગ-

માહણ્ રાંકકુલી રે, ભિક્ષુક કુળ અવતાર ॥ પ્ર૦॥ જિનદર્શન નવિ શીશ નમે રે, તે શિર વહેતા ભાર ॥ પ્ર૦ ॥૪॥ ગર્દભ જંબુક નીચ તિરી રે, કિલ્વિષિયા જે દેવ ॥ પ્ર૦ ॥ ઝાડુ દિયે સુર આગળે રે, પરભવ નિંદક ટેવ ॥પ્ર૦ ॥ ૫ ॥ જીવ મરીચિ કુળમદથી રે, વિપ્ર ત્રિદંડિક થાય ॥ પ્ર૦ ॥ શ્રી શુભ વીર જિનેશ્વરૂ રે, દેવાનંદા ઘર જાય ॥ પ્રભુજી૦ ॥ ૬ ॥

॥ કાવ્યં ॥ ભવતિ દીપ૦ ॥ ૧ ॥ શુચિમનાત્મ૦ ॥ ૨ ॥

॥ અથ મંત્રઃ ॥

ૐ -હ્રીં શ્રીં પરમ૦ ॥ નીચૈર્ગોત્રોદયનિવારણાય ॥ દીપં ય૦ ॥ સ્વાહા ॥

॥ ઇતિ નીચૈર્ગોત્રોદયનિવારણાર્થં પંચમ દીપકપૂજા સંપૂર્ણ ॥

## ॥ अथ षष्ठ अक्षतपूजा प्रारंभ ॥

॥ દોહા ॥

નીચકુલોદય જિનમતિ, દૂરથકી દરબાર ॥
તુજ મુખદરશન દેખતાં, લોક વડો વ્યવહાર ॥ ૧ ॥

॥ ઢાળ છઠ્ઠી ॥

( વંદો વીર જિનેશ્વર રાયા.—એ દેશી. )

અક્ષતપૂજા ગોધૂમ કેરી, નીચૈર્ગોત્ર વિખેરી રે ॥ તુજ આગમ પુર સુંદર શેરી, વક્ર નહીં ભવફેરી રે ॥ અક્ષત૦ ॥ ॥ ૧ ॥ સાસાયણ લગે બંધ કહાવે, પાંચમે ઉદયે લાવે રે ॥

ગુણઠાણું જબ છઠું આવે, ઉદયથી નીચ ખપાવે રે ॥અ૦॥
॥ ૨ ॥ હરિકેશી ચંડાલે જાયા, સંયમધર મુનિરાયા રે॥ નીચે ગોત્રઉદયેથી પલાયા, ઉંચકુળે શ્રુત ગાયા રે ॥ અ૦ ॥
અધ્રુવબંધી ઉદય કહાવે, ધ્રુવસત્તા તિરિભાવે રે ॥ અ૦॥૪॥
સાત ઇયા દોય ભાગલ ઘેરી, જીવવિપાકી વેરી રે ॥ વીશ કોડાકોડી સાગર કેરી, એ થિતિબંધ ઘણેરી રે ॥ અ૦ ॥ ૫ ॥
એ થિતિબંધ કરતાં સ્વામિ, તુમ સેવા નવિ પામી રે ॥
શ્રી શુભવીર મળ્યા વિશરામી, હવે કેમ રાખું ખામી રે ?॥
॥ અક્ષતપૂજા૦ ॥ ૬ ॥

॥ કાવ્યં ॥ ક્ષિતિતલે૦ ॥ ૧ ॥ સહજભાવ૦ ॥ ૨ ॥

॥ અથ મંત્રઃ ॥

ૐ હ્રીઁ શ્રીઁ ॥ પરમ૦ ॥ નીચૈર્ગોત્રસત્તાસ્થિતિબંધનિવારણાય ॥ અક્ષતાન ય૦ ॥ સ્વાહા ॥

॥ ઇતિ નિચૈર્ગોત્રસત્તાસ્થિતિબંધનિવારણાર્થં ષષ્ઠ અક્ષતપૂજા સંપૂર્ણ ॥ ૬ ॥

---

## ॥ अथ सप्तम नैवेद्यपूजा प्रारंभ ॥

॥ દોહા ॥

નૈવેદ્યપૂજા સાતમી, સાત ગતિ અપમાન ॥
કરવા વરવા શિવગતિ, વિવિધ જાતિ પકવાન ॥૧॥

॥ ઢાળ સાતમી ॥

( રાગ સારંગ—હમ મગન ભયે પ્રભુજ્ઞાનમાં. - એ દેશી )

મીઠાઈ મેવા જિનપદ ધરતાં, અણાહારી પદ લીજીયે ॥ જિનરાજની પૂજા કીજિયે ॥ વિગ્રહગતિમાં વાર અનંતી, પામે પણ નવિ રીઝીયે ॥ જિ૦ ॥ ૧ ॥ ઉંચ નીચ ગોત્રે તે હોવે, કારણ દૂર કરીજીયે ॥ જિ૦ ॥ અરિહા આગે રાગે માગો, સેવકને શિવ દીજીયે ॥ જિ૦ ॥ ૨ ॥ અગુરૂ લઘુપદ ગોત્રવિનાશી, પામ્યા બંધન છીજીયે ॥ જિ૦ ॥ યોગી વિયોગી રહત અયોગી, ચરમ તિભાગ ઘટીજીયે ॥ જિ૦ ॥૩॥ આત્મપ્રદેશમયી અવગાહન, શિવક્ષેત્રે તે રહીજીયે ॥ જિ૦ ॥ બત્રીશ અંગલ લઘુ અવગાહન, ખેત્રસમી ગુરૂ લીજીયે ॥ જિ૦ ॥ ૪ ॥ મસ્તકસમ સઘળે લોકાંતે, ગુરૂગમભાવ પતીજીયે ॥ જિ૦ ॥ અગુરૂ લઘુ અવગાહન એકે, સિદ્ધ અનંત નમીજીયે ॥ જિ૦ ॥ ૫ ॥ ફરસિત દેશ પ્રદેશ અસંખહ, ગુણ અનંત ઠવીજિયે ॥ જિ૦ ॥ શ્રી શુભવીર જિનેશ્વર આગમ અમૃતનો રસ પીજીયે ॥ જિનરાજની૦ ॥ ૬ ॥

॥ અથ મંત્ર ॥

॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ ॥ અગુરૂલઘુગુણપ્રાપણાય ॥ નૈવેદ્યં ય૦ ॥ સ્વાહા ॥

॥ ઇતિ અગુરૂલઘુગુણપ્રાપણાર્થં સપ્તમ નૈવેદ્યપૂજા સંપૂર્ણ ॥

# ॥ अथ अष्टम फलपूजा प्रारंभ ॥

॥ દોહા ॥

ગોત્રકરમ નાશે કરી, સિદ્ધ હુઆ મહારાજ ॥
ફળપૂજા તેહની કરી, માગો અવિચળ રાજ ॥ ૧ ॥

॥ ઢાળ આઠમી ॥
(કેરબાની દેશી.)

મેંબી સેવક તોરા પાયકા, દુનિયાં કે સાંઇ ॥ સેવક હમ કેઇ કાલકા, દુનિયાં કે સાંઇ ॥ મેંબી સે૦ ॥ એ આંકણી ॥ સુણિયે દેવાધિદેવા, ફળપૂજાકી સેવા, દીજીયે શિવફળ રાજિયે ॥દુ૦॥મેં૦॥ પરિશાટન થઇ, અપ્રુસમાણ ગઇ, જીત્યો જગત્ કેરી બાજીયે ॥ ॥ દુ૦ ॥ મેં૦ ॥ ૧ ॥ ગોત્રકરમ હરી, જ્યોતસેં જ્યોત મળી, આપ બિરાજે રંગમહેલમેં ॥ દુ૦॥ ॥ મેં૦ ॥ સુખ અનંત લહે, સેવક દૂર રહે, લાજિયે અમો સારા શહેરમેં ॥ દુ૦॥ મેં૦ ॥ ૩ ॥ સંસારસુખ લીયો, વગ્ગ અનંત કીયો, તોભી ન એક પ્રદેશમેં ॥ દુ૦ ॥ મેં૦ ॥ સિદ્ધકો સુખ લીનો, તાકો એકાંશ કીનો, માવે ન લોકાકાશમેં ॥ દુ૦ ॥ મેં૦ ॥ ૩ ॥ તાકો જો અંશ દેવે, તામેં કયા હાનિ હોવે, સાહિબ ગરીબ નીવાજીયે ॥ દુ૦ ॥ મેં૦ ॥ મેહેર નજર જોવે, સેવક કામ હોવે, લોક લોકોત્તર છાજીયે ॥ દુ૦ ॥ ॥ મેં૦ ॥૪॥ કર્મ કઠિન જડયો, સાંયું કે મુખ ચડયો, બાત કરત હમ લાજીયે ॥ દુ૦ ॥ મેં૦ ॥ આપહિતે જે ગાયો, કર્મપડલ છાયો, એતનો અંતર ભાંજિયે ॥ દુ૦ ॥ મેં૦ ॥ ૫ ॥

શ્રેણિક આદે નવા, ઓબી સાંયુંકી દવા, જિનપદ લેત બિ-
રાજિયે ॥ દુ૦ ॥ મેં૦ ॥ સાચી ભગતિ કહી, કારણ યોગ
સહી, કરજો કોડી દિવાજિયે ॥ દુ૦ ॥ મેં૦ ॥ ૧ ॥ કર્મસૂદન
તપે, નામ પ્રભુકો જપે, જાગીયે જ્ઞાન અવાજિયે ॥ દુ૦ ॥
॥ મેં૦ ॥ કોઇ ન નામ લેવે, સ્વામિ આશિષ દેવે, શ્રી શુભ-
વીર બળે ગાજિયે ॥ દુનિયાં કે સાંઇ ॥ મેંબી૦ ॥ ૭ ॥

॥ કાવ્યં ॥ શિવતરો; ॥ ૧ ॥ શમરસૈઃ ॥ ૨ ॥

॥ અથ મંત્ર ॥

ઓઁ હ્રીઁ શ્રીઁ પરમ૦ ॥ ગોત્રાતીતાય ફલાનિ ॥ ય૦ સ્વાહા ॥

॥ અથ કળશ ॥ ગાયો ગાયો રે મહાવીર૦ ॥

॥ ઇતિ ગોત્રાતીતાર્થં અષ્ટમ ફળપૂજા સંપૂર્ણ ॥ ૮ ॥

---

॥ ઇતિ સપ્તમ દિવસેઽધ્યાપનીય ગોત્રકર્મસૂદનાર્થં
સપ્તમ પૂજાષ્ટકં સંપૂર્ણ ॥

---

## ॥ अथ अष्टम दिवसेऽध्यापनीय अंतराय कर्म-सूदनार्थं अष्टम पूजाष्टक प्रारंभ ॥

( આ પૂજામાં જોઇતી ચીજોનાં નામ. )

( ૧ પંચામૃત જળ. ૨ કેસર, ૩ માલતી જાયનાં ફુલ, ૪ અષ્ટાંગ ધૂપ, ૫ દીવેટનો દીપક, એમજ વળી અહીં એકશો ને અઠ્ઠાવન દીપકની શ્રેણિ વંશમાલે ધરિયે, ૬ તંદુલના નંદાવર્ત્ત રકેબીમાં કરીયે, ૭ નૈવેદ્ય, ૮ ફળ. )

## ॥ प्रथम जळपूजा प्रारंभ ॥

॥ દોહા ॥

શ્રી શંખેશ્વર શિર ધરી, પ્રણમી શ્રીગુરૂ પાય ॥
વંછિત પદ વરવા ભણી, ટાળીશું અંતરાય ॥ ૧ ॥
જેમ રાજા રીજયો થકો, દેતાં દાન અપાર ॥
ભંડારી ખીજ્યો થકો, વારંતો તેણી વાર ॥ ૨ ॥
તેમ એ કર્મ ઉદયથકી, સંસારી કહેવાય ॥
ધર્મ કરમ સાધન ભણી, વિઘન કરે અંતરાય ॥ ૩ ॥
અરિહાને અવલંબને, તરિયે ઇણે સંસાર ॥
અંતરાય ઉચ્છેદવા, પૂજા અષ્ટપ્રકાર ॥ ૪ ॥

॥ઢાળ પહેલી ॥

( મારી અંબાના વડલા હેઠ, ભર્યાં સરોવર લહેર્યાં
લે છ રે.—એ દશી. )

જળપૂજા કરી જિનરાજ, આગળ વાત વીતી કહો રે ॥ કહેતાં નવિ આણો લાજ, કર જોડીને આગળ રહો ॥ જળ૦ ॥ ૧ ॥ જિનપૂજાનો અંતરાય, આગમ લોપી નિંભજી રે ॥ વિપરીત પરૂપણા થાય, દિનતણી કરૂણા તજી રે ॥ ૦ ॥ ૨ ॥ તપસી ન નમ્યા અણગાર, જીવતણી મેં હિંસા સજી રે ॥ નવિ મળિયો આ સંસાર, તુમ સરિખો શ્રી નાથજી રે ॥ જળ૦ ॥ ૩ ॥ રાંક ઉપર કીધો કોપ, માઠાં કર્મ પ્રકાશિયાં રે ॥ ધરમે મારગનો લોપ, પરમારથ કેતાં હાં-

॥ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રીં પરમપુરૂષાય પરમેશ્વરાય, જન્મ જરા મૃત્યુ નિવારણાય, શ્રીમતે જિનેંદ્રાય ॥ પૂર્વદિશા સંસ્થિત ઋષભ ૧, અજીત ૨ ॥ દક્ષિણદિશા સંસ્થિત સંભવ ૧, અભિનંદન ૨, સુમતિ ૬, પદ્મપ્રભુ ૪ ॥ પાશ્ચમદિશા સંસ્થિત સુપાર્શ્વ ૧, ચંદ્રપ્રભુ ૨, સુવિધિ ૩, શિતલ ૪, શ્રેયાંસ ૫, વાસુપૂજ્ય ૬, વિમલ ૭, અનંત ૮ ॥ ઉત્તરદિશા સંસ્થિત ધર્મ ૧, શાંતિ ૨, કુંથુ ૩, અર ૫, મલ્લિ ૫, મુનિસુવ્રત ૬, નમિ ૭, નેમિ ૮, પાર્શ્વ ૯, વર્દ્ધમાન ૧૦ ॥ નિષ્કલંકાય ચત્તારિ અઠ્ઠ દશ દોય જિન વિશ્વનાથાય, દેહવર્ણલાંછનસહિતાય, ચતુર્વિંશતિ જિનાધિપાય ॥ કુસુમપુષ્પાણિ યજામહે સ્વાહા ॥

॥ ચારે કોરે પુષ્પ ચઢાવે ॥

॥ શ્લોકઃ ॥ વિકચનિર્મલશુદ્ધમનો નમે, વિશદચેતન ભાવસમુદ્ભવૈઃ ॥ સુપરિણામપ્રસન્નઘનૈર્નવૈઃ, પરમ તત્ત્વમહં હિ યજામ્યહમ્ ॥ ૧ ॥

॥ ઇતિ તૃતીય પુષ્પપૂજા સમાપ્ત ॥ ૩ ॥

## ॥ अथ चतुर्थ धूपपूजा प्रारंभ ॥

॥ દોહા ॥

પૂજા ધૂપતણી કરો, ચોથી ચતુર સ્નેહ ॥
ભાવવૃક્ષને સીંચવા, માનું અમૃત મેહ ॥ ૧ ॥

॥ ઢાળ ચોથી ॥

( અમે વાટ તુમારી જોતાં રે, સાચું બોલો શામળીયા —એ દેશી.)

વિચરંતા પ્રભુજી આયા રે, જગજીવન જગ સાહેબ-

યા ॥ વિનિતાનયરી સુખદાયા રે ॥ જ૦ ॥ વદ આઠમ ફાગુ-
ણુ માસે રે ॥ જ૦ ॥ જસ ધ્યાન શુકલ ઉજાશે રે ॥ જ૦ ॥
ચઉઘાતિ કર્મ ખપાવે રે ॥ જ૦ ॥ દોય કેવલપદ નિપજાવે રે
॥ જ૦ ॥ ૧ ॥ થયા લોકાલોક પ્રકાશી રે ॥ જ૦ ॥ જિન
રેખા હાથ ઉજાસી રે ॥ જ૦ ॥ નૃપ ભરતજી વંદન આવે રે
॥ જ૦ ॥ મરૂદેવા માડીને લાવે રે ॥ જ૦ ॥ ૨ ॥ નિસુણી
માતા સુરવાણી રે ॥ જ૦ ॥ સુત મુખ જોવા હરખાણી રે
॥ જ૦ ॥ ફાટ્યાં દોય પડલ તે દેખે રે ॥જ૦॥ મુખ જોઇ મા-
તા હરખે રે ॥ જ૦ ॥ ૩ ॥ માતાને નવિ બોલાવ્યાં રે ॥જ૦॥
માડી મન બહુ દુઃખ પાવ્યા રે ॥ જ૦ ॥ એતો વીતરાગ
નિઃસ્નેહી રે ॥ જ૦ ॥ થયા બંધન પ્રેમ વિછોહી રે ॥ જ૦ ॥
॥ ૪ ॥ ગજ સ્કંધે પદ શિવ વરિયાં રે ॥ જ૦ ॥ ત્રીજે ભવ
ભવજળ તરિયાં રે ॥જ૦॥ જિનવાણી અમૃતધારા રે ॥જ૦॥
માડીના શોક નિવાર્યા રે ॥ જ૦ ॥૫॥ પ્રભુ સંઘ ચતુર્વિધ
થાપે રે ॥ જ૦ ॥ પ્રભુ આદિ ધર્મને સ્થાપે રે ॥જ૦॥ જસ
કીર્તિ જગમાં વ્યાપે રે ॥ જ૦ ॥ ગણિ ઋષભસેન ગણધાર
રે ॥ જ૦ ॥ સાધ્વિ બ્રાહ્મી વ્રતધાર રે ॥ જ૦ ॥ ૬ ॥ શ્રાવક
નૃપ ભરત સુભદ્રા રે ॥ જ૦ ॥ શ્રાવક ગુણ મણિ મુદ્રા રે
॥ જ૦ ॥ એ સંઘ ચતુર્વિધ સ્થાપી રે ॥ જ૦ ॥ હિતશિક્ષા
સહુને આપી રે ॥ જ૦ ॥૭॥ એક લાખ પૂરવ વર્ષ નિર્મળ
રે ॥ જ૦ ॥ પાળે પ્રભુ અવિચળ કેવલ રે ॥ જ૦ ॥ નિર્વાણ

ભૂમિકા જાણી રે ॥જ૦॥ અષ્ટાપદ ચઢિયા નાણી રે ॥જ૦॥૮॥ દશ સહસ્ર મુનિવર સંગે રે ॥ જ૦ ॥ કીધાં અણુસણુ મન- રંગે રે ॥ જ૦ ॥ મહા વદિ તેરસ જયકારી રે ॥ જ૦ ॥ શિવ પહોતા જગત તારી રે ॥ જ૦ ॥ ૯ ॥ ચોશઠ સુરપતિ સુર આવે રે ॥ જ૦ ॥ ક્ષીરોદકે જિન નવરાવે રે ॥ જ૦ ॥ જિન ગણધર મુનિવર કાજે રે ॥ જ૦ ॥ કીધી ત્રણ ચય સુર રાજે રે ॥ જ૦ ॥ ૧૦ ॥ તિહાં અગ્નિકુમાર ઉજાળે રે ॥ જ૦ ॥ ચંદન કાષ્ઠે પરજાળે રે ॥ જ૦ ॥ કરી પીઠ પાદુકા સ્થાપે રે ॥ જ૦ ॥ કીર્તિ જગમાં જસ વ્યાપે રે ॥ જ૦ ॥૧૧॥ જુઓ જંબુદ્વીવ પન્નત્તી રે ॥ જ૦ ॥ નિ ખો આવશ્યક નિર્યુક્તિ રે ॥ જ૦ ॥ એમ પૂજા ચારમાં વર્ણવી રે ॥ જ૦ ॥ પ્રભુ ઋ- ષભતણી આચરણી રે ॥ જ૦ ॥ ૧૨ ॥ હવે વર્ણવું અષ્ટાપદ ગિરિ રે ॥ જ૦ ॥ જે વંદે અહોનિશ સુરનર રે ॥ જ૦ ॥ પ્રભુ દીપવિજય કવિરાજે રે ॥ જ૦ ॥ જસ પડહો જગમાં વાજે રે ॥ જગજીવન જગ સાહેબિયા ॥ ૧૩ ॥

॥ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રી પરમપુરૂષાય પરમેશ્વરાય, જન્મ જરા મૃત્યુ નિવારણાય, શ્રીમતે જિનેંદ્રાય ॥ પૂર્વદિશા સંસ્થિત ઋષભ ૧, અજીત ૨ ॥ દક્ષિણદિશા સંસ્થિત સંભવ ૧, અ- ભિનંદન ૨, સુમતિ ૩ પદ્મપ્રભુ ૪ ॥ પશ્ચિમદિશા સંસ્થિત સુપાર્શ્વ ૧, ચંદ્રપ્રભુ ૨, સુવિધિ ૩, શીતલ ૪, શ્રેયાંસ ૫, વાસુપૂજ્ય ૬, વિમલ ૭, અનંત ૮ ॥ ઉત્તરદિશા સંસ્થિત

ધર્મ ૧, શાંતિ ૨, કુંથુ ૩, અર ૪, મલ્લિ ૫, મુનિસુવ્રત ૬, નમિ ૭, નેમિ ૮, પાર્શ્વ ૯, વર્દ્ધમાન ॥ ૧૦ ॥ નિષ્કલંકાય ચત્તારિ અટ્ઠ દશ દોય વિશ્વનાથાય, દેહવર્ણલાંછનસહિતાય ચતુર્વિંશતિ જિનાધિપાય ॥ ધૂપં યજામહે સ્વાહા ॥

॥ ધૂપ ચારે કોરે ઉખેવે ॥

॥ શ્લોકઃ ॥ સકલકર્મમહેંધનદાહન, વિમલભાવ સુગંધ સુધૂપનમ્ ॥ અશુભપુદ્ગલસંગવિવર્જિતં, જિનપતેઃ પુરતો હસ્તિસહર્ષિતમ્ ॥ ૧ ॥

॥ ઇતિ ચતુર્થ ધૂપપૂજા સમાપ્ત ॥ ૪ ॥

## ॥ अथ पंचम दीपपूजा प्रारंभ ॥

॥ દોહા ॥

પૂજા પાંચમી દીપની, કીજે મંગલ હેત ॥
દ્રવ્ય ભાવ દીપકથકી, ઇચ્છિત ફળ સંકેત ॥ ૧ ॥

॥ ઢાળ પાંચમી ॥

( કપૂર હોયે અતિ ઉજળો રે—એ દેશી. )

તાતનું નિર્વાણ સાંભળી રે, ભરતજી શોક કરાય ॥ આવ્યો ગિરિ અષ્ટાપદે રે, પરિકર લેઇ સમુદાય રે ॥ ૧ ॥ પ્રભુજી દિયો દર્શન મહારાજ ॥ ઇક્ષાગકુલની લાજ રે ॥પ્ર૦॥ કાશ્યપ વંશ શિરતાજ રે, ॥ પ્ર૦ ॥ મોક્ષનગરની પાજ રે, ॥ પ્ર૦ ॥ તારણ તરણ ઝહાજ રે ॥ પ્ર૦ ॥ એ આંકણી ॥ વંદી શુભ ને પગલાં પ્રભુનાં, બેસે તેહને તીર ॥ વિનતિ કરે

ઉપકાર સંભારી, નયને ઝરતે નીર રે ॥ પ્ર૦ ॥ ૨ ॥ શુભ પરે પ્રાસાદ કરાવે, તિહાં નિષેધા નામ ॥ મંડપે ચોરાશી ચિહું પાસે, ચૌમુખ જિનનાં ધામ ॥ પ્ર૦ ॥ ૩ ॥ નિજ નિજ દેહ પ્રમાણે જિનની, પ્રતિમા ભરાવે નરેશ ॥ ઋષભથી વીર જિણંદ લગે રે, ચોવીશ ત્રિભુવન ઇશ રે ॥ પ્ર૦ ॥ ૪ ॥ પૂર્વ દિશિ દોય ચાર દક્ષિણ, આઠ પશ્ચિમદિશિ જાણ ॥ ઉત્તર દિશિ દસ પ્રભુજી બિરાજે, નાસિકા ભાગ સમાન રે ॥ પ્ર૦ ॥ ॥ ૫ ॥ લાંછન વર્ણ ને દેહ પ્રમાણ, જક્ષિણિ જક્ષ પ્રમાણ ॥ ચૌમુખ સરખી ભૂમિ બિરાજે, પ્રત્યક્ષ મુક્તિ સોપાન રે ॥પ્ર૦॥ ॥૬॥ ભાઇ નવાણું ને મરૂદેવી બ્રાહ્મી, સુંદર સહુ પરિવાર ॥ રયણમાં પ્રતિમા સહુની ભરાવે, ભરતજી જયજયકાર રે ॥ પ્રભુજી૦ ॥ ૭ ॥

(ઇહાં આગળથી શેર દશ, તાંદુલ કેશરે પીળા કરી રાખવા. તેમાં સોના રૂપાનાં ફુલડે ચ્યારે કોરે વધાવતા જવું. અને ભરતજીનું નામ વચન ભણતાં જવું. પછી વર્ત્તમાન પૂજાકારક સંઘનું નામ ભણતાં જવું. અને તાંદુલ ફુલ વધાવતા જવું. ખેલા હોય તે પણ રમે.)

॥ રાગ મારૂ ॥ રયણે વધાવે રે, ભરતરાય રયણે વધાવે રે ॥ ફુલે વધાવે રે પ્રભુને રયણે વધાવે રે ॥ સૂર્યજસા રયણે વધાવે રે ॥ વધાવે વધાવે વધાવે રે ॥ ચંદ્રયશાજી મુક્તાયે વધાવે રે ॥ જિનને મલ્હાવે રે ॥ સુભદ્રાજી રયણે વધાવે

રે ॥ ઇક્ષાગકુલ અજુવાળે, પ્રભુજીને ફુલે વધાવે રે ॥

॥ હવે પૂજાકારક સંઘની વિનંતિ ॥ રયણે વધાવો રે, સકલ સંઘ ફુલે વધાવો રે ॥ સ૦ ॥ ફુલે૦ ॥ અષ્ટાપદ મોતીયે વધાવો રે ॥ અ૦ ॥ મો૦ ॥ સંઘપતિ ફુલે વધાવો રે ॥ સંઘપતિ ફુલે વધાવો રે ॥

॥ ઢાળ ॥

( અબોલડા શ્યાના લ્યો છો—એ દેશી. )

ભરતજી ચિંતે આગળ ભાવી, કોડાકોડી સાગર માન ॥ તીર્થ એહ જગ જયવંતું ॥ આગળ વિષમકાળથી હોંશે, લોભી લોક અજાણ ॥ તીર્થ૦ ॥ ૧ ॥ તીરથ આશાતના કોઇ કરશે, ચિંતે ભરત નરેશ ॥ તી૦ ॥ પર્વત ભાગની ભૂમિ જે વિષમ કીધી પાજ પ્રવેશ ॥ તીર્થ૦ ॥ ૨ ॥ બત્રીશ કોશનો પર્વત ઉંચો, આઠ ચોક બત્રીશ ॥ તીર્થ૦ ॥ યોજન યોજન અંતરે કીધાં, પગથીયાં આઠ નરેશ ॥ તીર્થ૦ ॥ ૩ ॥ ઇમ અષ્ટાપદ તીરથ સ્થાપી, અનુભવી ભરત મહારાજ ॥ તીર્થ૦ ॥ આરિસાભુવનમાં કેવલ લહીને, લીધાં મુક્તિનાં રાજ ॥ તીર્થ૦ । ૪ ॥ અનુક્રમે આઠ પાટ લગે કેવલ, આરિસાભુવન મઝાર ॥ તીર્થ૦ ॥ ઠાણુંગસૂત્રમાં આઠમે ઠાણે, જા જો નામ વિચાર ॥ તીર્થ૦ ॥ ૫ ॥ પાંચમી પૂજામાં તીરથ સ્થાપન, અષ્ટાપદ ગિરિરાજ ॥ તીર્થ૦ ॥ દીપવિજય કવિરાજ પ્રભુજી, ચોવીશે જિનરાજ ॥ તીર્થ૦ ॥ ૬ ॥

॥ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રી પરમપુરૂષાય પરમેશ્વરાય, જન્મ જરા મૃત્યુ નિવારણાય, શ્રીમતે જિનેંદ્રાય॥ પૂર્વદિશા સંસ્થિત ઋષભ , અજીત ૨ ॥ દક્ષિણદિશા સંસ્થિત સંભવ , અભિનંદન ૨, સુમતિ ૩, પદ્મપ્રભ ૪ ॥ પશ્ચિમદિશા સંસ્થિત સુપાર્શ્વ ૧, ચંદ્રપ્રભ ૨, સુવિધિ ૩, શીતલ ૪, શ્રેયાંસ ૫, વાસુપૂજ્ય ૬, વિમલ ૭, અનંત ૮ ॥ ઉત્તરદિશા સંસ્થિત ધર્મ ૧, શાંતિ ૨, કુંથુ ૩, અર ૪, મલ્લિ ૫, મુનિસુવ્રત ૬, નમિ ૭, નેમિ ૮, પાર્શ્વ ૯, વર્દ્ધમાન ૧૦ ॥ નિષ્કલંકાય, ચત્તારિ અટ્ઠ દશ દોય વિશ્વનાથાય, દેહવર્ણલાંછનસહિતાય, ચતુર્વિંશતિ જિનાધિપાય ॥ દીપં યજામહે સ્વાહા ॥

॥ ચારે કેરે દીપક દેખાડે ॥

॥ શ્લોકઃ ॥ ભવિકનિર્મલબોધ દિવાકરં, જિનગૃહે શુભદીપકદીપકમ્ ॥ સુગુણ રાગ સુવૃત્તિસમન્વિતં, દધતુ નાથ પુરઃ શુભદીપકમ્ ૧ ॥

॥ ઇતિ પંચમ દીપકપૂજા સમાપ્ત ॥

## ॥ अथ षष्ठ अक्षतपूजा प्रारंभ ॥

॥ દોહા ॥

છઠ્ઠી પૂજા ભવિ કરો, અક્ષતની સુખકાર ॥
જિમ વિદ્યાધર સુખ લહે, કીજે તેહ પ્રકાર ॥ ૧ ॥

॥ ઢાળ છઠ્ઠી ॥

( તીરથપતિ અરિહા નમું, ધર્મધુરંધર ધીરોજી.-એ દેશી. )

પચાસ લાખ કોડી સાગર, આરા ઋદ્ધિ પ્રમાણો જી ॥

શાસન અચલ પ્રભુ ઋષભનું, સુરપદ શિવપદ ખાણ જી ॥ ટેક ॥ સુરને શિવપદ ખાણ પરગટ, પાપ અસંખ્ય મુગતે ગયા ॥ વલી સર્વાર્થસિદ્ધ પહોતા, શિદ્ધ દંડીમો કહ્યા ॥ પદ વિના નૃપ સિદ્ધિ વરિયા, સંખ્ય અસંખ્ય ગણુના કહી ॥ નૃપરાજ બળીયા સિંહ સમવડ, વર્ણુવ આગમમાં સહી ॥૧॥

બ્રહ્મ ક્ષત્રિય વૈશ્ય વળી શુદ્ર, જે વર્ણ એ ચાર અઢાર જી॥ એક એકમાં શિવ પદવી વરચાં, સંખ્ય અસંખ્ય અપારજી ॥ટેક॥ સંખ્ય અસંખ્ય જિન મુક્તિ પોહોતા, વર્ણ ચાર અઢારમાં ॥ ધન્ય ધન્ય સહુ એ ઋષભ શાસન, કૃતારથ જયકારમાં ॥ દીખ્ખેશે તાપસ જોગી જંગમ, મિથ્યા ગુણુઠાણું તજી ॥ સમકિત પામી ક્ષાયકશ્રેણિ, વેગે સિદ્ધિવધૂ ભજી ॥૨॥

અર્ધ આરામાં એક ઋષભનું, શાસન અવિચળ જાણુંજી॥ અર્ધમાં ત્રેવીશ જિનપતિ, શાસન ગુણમણિ ખાણજી ॥ટેક॥ શાસન ગુણમણિ, ખાણ જિનના, તીર્થ સ્થાપન રીત એ ॥ દ્વાદશાંગી પ્રભુ સંઘ તીરથ. સંઘ ચતુર્વિધ રીત એ॥ ત્રેવીશ શાસનમાંહી મુનિવર, સંખ્ય અસંખ્ય સિદ્ધિ વરયા॥ કવિરાજ દીપ અષ્ટાપદે તે, વેગે ભવસાગર તરયા ॥ ૩ ॥

॥ ઢાળ ॥

( આઠ કુંઆ નવ વાવડી, હું તો શે મિશે દેખણ જાઉં; મહારાજ દધિનો દાણી કાનુડો.—એ દેશી. )

ઋષભ પ્રભુજીને પાટ પરંપર, સિદ્ધિને કેઇ અનુત્તર રાજ॥ આજ સકલ દિન એ રૂડો ॥ હું વર્ણવું ત્રિભુવનના ડા-

કોર રાજ ॥ આજ સફલ દિન એ રૂડો ॥ એ આંકણી ॥૧॥ પ્રભુજીનો વંશ ગુણગણ આકર, પાટ અસંખ્ય પ્રભાકર રાજ ॥ આજ૦ ॥ ઋષભ પ્રભુને ચક્રી ભરતજી, અજિતને ચક્રી સગરજી રાજ ॥ આજ૦ ॥ જિતશત્રુ નૃપના પુત્ર સવાઇ, પુણ્ય અતુલ અધિકાઇ રાજ ॥ આજ૦ ॥૨॥ માહા શુદ અષ્ટમી અજિત જિનેશ્વર, જન્મ્યા જગપરમેશ્વર રાજ ॥ આજ૦ ॥ અજિતપ્રભુ જિન ચક્રી સગરજી, બાંધવ દોયે ગુણકર રાજ ॥ આજ૦ ॥ ૩ ॥ એક જિનપતિ એક ચક્રી બિરાજે, જોડી જગત બિરાજે રાજ ॥ આજ૦ ॥ દીપવિજય કવિરાજ સવાઇ, જેહના જગત વડાઇ રાજ ॥ આજ૦ ॥૪॥

॥ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રીં પરમપુરૂષાય પરમેશ્વરાય, જન્મ જરા મૃત્યુ નિવારણાય, શ્રીમતે જિનેંદ્રાય ॥ પૂર્વદિશા સંસ્થિત ઋષભ ૧, અજીત ૨ ॥ દક્ષિણદિશા સંસ્થિત સંભવ ૧, અભિનંદન ૨, સુમતિ ૩, પદ્મપ્રભ ૪ ॥ પશ્ચિમદિશા સંસ્થિત સુપાર્શ્વ ૧, ચંદ્રપ્રભ ૨, સુવિધિ ૩, શીતલ ૪, શ્રેયાંસ ૫, વાસુપૂજ્ય ૬, વિમલ ૭, અનંત ॥ ઉત્તરદિશા સંસ્થિત ધર્મ ૧, શાંતિ ૨, કુંથુ ૩, અર ૪, મલ્લિ ૫, મુનિસુવ્રત ૬, નમિ ૭, નેમિ ૮, પાર્શ્વ ૯, વર્દ્ધમાન ૧૦ ॥ નિષ્કલંકાય, ચત્તારિ અઠ્ઠ દસ દોય વિશ્વનાથાય, દેહવર્ણલાંછનસહિતાય, ચતુર્વિંશતિ જિનેશ્વરાય ॥ અક્ષતાન્ યજામહે સ્વાહા ॥

॥ ચારે કોરે અક્ષત ધરે ॥

॥ શ્લોક ॥ ભવિકનિર્મલબોધદિવાકરં, જિનગૃહે શુભઃ અક્ષતઢૌકનમ ॥ સુગુણરાગસુવૃત્તિસમન્વિતં, દધતુ નાથપુરોઽક્ષતસ્વસ્તિકમ્ ॥ ૧ ॥

॥ ઇતિ ષષ્ઠ અક્ષતપૂજા સમાપ્ત ॥ ૬ ॥

---

## ॥ अथ सप्तम फलपूजा प्रारंभ ॥

॥ દોહા ॥

પૂજા ફલની સાતમા, મહા ફળ કારણ હેત ॥
કીજે ભવિ ભાવે કરી, પુણ્યતણા સંકેત ॥ ૧ ॥

॥ ઢાળ સાતમી ॥

(અવિનાશીની સેજડીયે રંગ, લાગો મોરી સજનીજી રે. એ દેશી)

અષ્ટાપદગિરિ વંદને, રંગ લાગો માહરી સજનીજી રે ॥ એ આંકણી ॥ ચક્રી સગરના બલવંત યોદ્ધા, પુત્ર તે સાઠ હજારજી રે ॥ અષ્ટાપદ જિનવંદન ચઢિયા, દક્ષિણદિશિ પ્રાકાર ॥ ૧ ॥ સાંભળ સજનીજી રે ॥ દક્ષિણ દિશિયે શ્રી સંભવથી, પદ્મપ્રભુ લગે ચારજી ॥ વીતરાગનાં વંદન કીધાં, તરવા ભવજળ પાર ॥ સાં૦ ॥ ૨ ॥ પશ્ચિમદિશિ સુપાર્શ્વ પ્રભુથી, અનંત પ્રભુ લગે આઠજી ॥ વંદન કીધાં ભાવ ભલે રે, નિર્યુક્તિમાં પાઠ ॥ સાં૦ ॥ ૩ ॥ ઉત્તર દિશિ દશ ધર્મ પ્રભુજી, વર્દ્ધમાન લગે વંદેજી ॥ પુર્વ દિશિ દોય શુભ અજિતને, પ્રણમી મન આનંદે ॥ સાં૦ ॥ ૪ ॥ પચાસ લાખ કોડસાગ-

રના, પૂર્વજ પ્રતિ સંભારેજી ॥ આપણા કુળમાં ભરતનરેશ્વર, કીધાં એહ વિકાર ॥ સાં૦ ॥ ૫ ॥ ધન ભરતેશ્વર ધન મરૂદેવા, ધન નવાણું ભાઇજી ॥ લાભ હેતુ એ સુકૃત કીધાં, એ આપણા પીતરાઇ ॥ સાં૦ ॥ ૬ ॥ આગળ વિષમકાળને જાણી, તીરથ રક્ષા કીજેજી ॥ યોજન યોજન અંતર કીધાં, પગથીયાં આઠ સમાન લીજે ॥ સાં૦ ॥૭॥ ધન તીરથ અષ્ટાપદ ગિરિવર, ધન ભરતેશ્વરરાયાજી ॥ દીપવિજય કવિરાજ પનોતા, જે જસસુકૃત કમાયા ॥ સાંભળ૦ ॥ ૮ ॥

॥ ઢાળ ॥

(ગોપી મહિ વેચવા ચાલી, મટુકીમાં ગોરસ ઘાલી.—એ દેશી.)

ચિંતી તિહાં સાઠ હજાર, તીર્થરક્ષાના લાભ અપાર ॥ અષ્ટાપદ આગળ ખાઇ, કરિયે તો સુકૃત થાઇ ॥૧॥ પહોળી ચ્યાર ગાઉ પ્રમાણો, શેત્રુંજા મહાતમમાં વખાણો ॥ ખારી રજ રેણુ નાગનિકાઇ, નાગ આવી કહે સુણુ ભાઇ ॥ ૨ ॥ કરી બાળકબુદ્ધિ ઉપાધિ, નાગલોકના છો અપરાધી ॥ અપરાધ જુવો મનમાંહિ, બાળી ભસ્મ કરૂં ક્ષણમાંહિ ॥ ૩ ॥ પણ ઋષભવંશી છો સપૂતા, તેથી ક્રોધ અમે નથી કરતા ॥ ભુવન રત્નતણાં જે કહાય, રજ રેણુથી મેલાં થાય ॥ ૪ ॥ અહ્મ હિતશિક્ષા સુણો સંતા, હવે માફ કરો ગુણવંતા ॥ કહી નાગ ગયા જેવારે, ચક્રી નંદન એમ વિચારે ॥ ૫ ॥ ગંગા નીરથી ભરિયે જો ખાઇ, બહુ કાળ રહે થિર કાઇ ॥ ઇમ

ચિંતીને દંડ રતનથી, ગંગા ખોદીને લાવ્યા જતનથી ॥૬॥ ગંગાજળથી ખાઇ ભરાય, નીર પહોતાં નાગં નિકાય ॥ ધમ ધમતા સુર સમકાળે, આવી સાઠ હજાર પ્રજાળે ॥ ૭ ॥ તીરથ બહુ ભાવ સમ હોતા, સહુ બારમે સ્વર્ગે પહોતા ॥ કહે દીપવિજય કવિરાજ, લવો તીર્થતણા સામ્રાજ ॥ ૮ ॥

॥ મંત્ર ॥ ૐ હ્રીં શ્રીં પરમપુરૂષાય પરમેશ્વરાય, જન્મ જરા મૃત્યુ નિવારણાય, શ્રીમતે જિનેંદ્રાય ॥ પૂર્વદિશા સંસ્થિત ઋષભ ૧, અજીત ૨ ॥ દક્ષિણદિશા સંસ્થિત સંભવ ૧, અભિનંદન ૨, સુમતિ ૩, પદ્મપ્રભુ ॥૪॥ પશ્ચિમદિશા સંસ્થિત સુપાર્શ્વ ૧, ચંદ્રપ્રભુ ૨, સુવિધિ ૩, શિતલ ૪, શ્રેયાંસ ૫, વાસુપૂજ્ય ૬, વિમલ ૭, અનંત ॥ ૮॥ ઉત્તરદિશા સંસ્થિત ધર્મ ૧, શાંતિ ૨, કુંથુ ૩, અર ૪, મલ્લિ ૫, મુનિસુવ્રત ૬, નમિ ૭, નેમિ ૮, પાર્શ્વ ૯, વર્દ્ધમાન ૧૦ ॥ નિષ્કલંકાય ચત્તારિ અટ્ઠ દશ દોય વિશ્વનાથાય, દેહવર્ણલાંછનસહિતાય, ચતુર્વિંશતિ જિનેંદ્રાય જિનાધિપાય ॥ ફલં યજામહે સ્વાહા॥

॥ એમ કહી ફલ ચઢાવવાં ॥

॥ શ્લોકઃ ॥ કટુકકર્મવિપાકવિનાશનં, સરસપકવફલકૃત ઢોકનમ્ ॥ વિહિતવૃક્ષફલસ્ય વિભોઃ પુરઃ, કુરૂત સિદ્ધિ ફલાય મહાજનાઃ ॥ ૧ ॥

॥ ઇતિ સપ્તમ ફલપૂજા સમાપ્ત ॥ ૭ ॥

## ॥ अथ अष्टम नैवेद्यपूजा प्रारंभ ॥

॥ દોહા ॥

નૈવેદ્યપૂજા આઠમી, ભાતિશત પકવાન્ન ॥
થાળ ભરી જિન આગળે, ઠવિયે ચતુર સુજાણ ॥ ૧ ॥

॥ ઢાળ આઠમી ॥

(શ્રાવણ વરસેરે સ્વામિ, મેલી મજાઓરે અંતરજામિ.—એ દેશી.)

ભરતેશ્વરને રે અષ્ટાપદ, થયું નામ તેવા રે ॥ ચક્રી સગરથી રખાઇ, અષ્ટાપદ ગિરિરાજ વડાઇ ॥૧॥ વંદો તીરથ રે વારૂ ॥ ચોવીશ જિન પડિમા જગ તારૂ ॥ વંદો તીર૦॥ અજિત જિનેશ્વરથી રે જાણો, પંચમ આરો અંત પ્રમાણો ॥ પચાસ લાખ ક્રોડ રે સાગર, બાવીશ જિનપતિ ગુણ રત્નાકર ॥ અરધો આરો ગુણ રત્નાકર ॥ વંદો૦ ॥ ચોવીશ૦ ॥ ॥ ૨ ॥ વર્દ્ધમાન જિનને રે વારે, ગૌતમ ગણધર જગ જયકાર ॥ અષ્ટાપદ ગિરિપર રે જાવે, દક્ષિણ દ્વાર પ્રવેશ સોહાવે ॥ વંદો૦ ॥ ચોવીશ૦ ॥૩॥ પહેલાં વંધા રે ચાર, જિનવંધા ચક્રીસુત પાર ॥ ચત્તારિ અટ્ઠ દશ દોય ભાતિ, ચાલી તેહથી જગમાં ખ્યાતી ॥ વંદો૦ ॥ ચોવીશ૦ ॥ ૪ ॥ પન્નરસેં ત્રણ તાપસ તારે, ભવજળધિથી પાર ઉતારે ॥ તાપસ જમતાં રે ભાવે, પાંચશેં એકને કેવલ થાવે ॥ વંદો૦ ॥ ચોવીસ૦ ॥ ॥ ૫ ॥ સમવસરણને રે જોતાં, પાંચશેં એકને કેવલ હોતાં ॥ પ્રભુજીની સુણી રે વાણી, પાંચશેં એક હુઆ તિહાં નાણી

॥ વંદો૦ ॥ ચોવીસ૦ ॥ ૬ ॥ નમો તિથ્થસ્સ ઈમ કહી મુખ વાણી, કેવલી પરખદા બેસે નાણી ॥ દીપવિજય કવિરાજ સવાઇ, અષ્ટાપદ ગિરિરાજ વડાઇ ॥ વંદો૦ ॥ ચોવીસ૦॥૭॥

॥ ઢાળ ॥ રાગ ધન્યાશ્રી ॥

( ગિરૂઆ રે ગુણ તુમતણા.—એ દેશી. )

ચત્તારિ અઠ દસ દોય મળીને, ચોવીશ જિન ગુણ ગાયા રે ॥ કૈલાસશિખરે પ્રભુજી બિરાજે॥ અષ્ટાપદગિરિયે પ્રભુજી બિરાજે, ભરતે બિંબ ભરાયા રે ॥ લાંછનવર્ણ સોહાયા રે ॥ દેહ પ્રમાણ કહાયા રે ॥ ગાયા રે મેં જિનપતિ ગાયા ॥ ૧ ॥ તપગચ્છ પતિ વિજયાનંદ સૂરિ, લક્ષ્મીસૂરિ ગચ્છરાયા રે ॥ તાસ પરંપર ધરસૂરિશ્વર, ધનેશ્વરસૂરિ સવાયા રે ॥ ગાયા૦॥ ॥ ૨ ॥ રાંદેર બંદર સંઘ વિવેકી, લાયક ગુણ નિપજાયા રે॥ અષ્ટાપદના મહોત્સવ કારણ, પૂજા ગુણ ગવરાયા રે ॥ ગાયા૦ ॥ ૩ ॥ આગમ અભ્યાસી ઉપદેશી, રાજેંદ્રવિજય કહાયા રે ॥ તેહનાં વચન સંકેતને હેતે, સુકૃત લાભ કમાયા રે ॥ ગાયા૦ ॥ ૪ ॥ સંવત્ અઢાર બાણું વરસે, ફાગણ માસ સોહાયા રે ॥ પ્રેમ રત્ન ગુરૂચરણ પસાયે, અમૃત ઘન વરસાયા રે ॥ ગાયા૦ ॥ ૫ ॥ દીપવિજય કવિરાજ સવાઇ, મંગલ ધવલ સવાયા રે ॥ મુગતા અક્ષત ફુલ વધાવો, અષ્ટાપદ ગિરિરાયા રે ॥ ગાયા૦ ॥ ૬ ॥

॥ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રી પરમપુરૂષાય પરમેશ્વરાય, જન્મ

જરા મૃત્યુ નિવારણાય, શ્રીમતે જિનેંદ્રાય ॥ પૂર્વદિશા સંસ્થિત ઋષભ ૧, અજીત ૨ ॥ દક્ષિણદિશા સંસ્થિત સંભવ ૧, અભિનંદન ૨, સુમતિ ૩, પદ્મપ્રભુ ૪ ॥ પશ્ચિમદિશા સંસ્થિત સુપાર્શ્વ ૧, ચંદ્રપ્રભુ ૨, સુવિધિ ૩, શીતલ ૪, શ્રેયાંસ ૫, વાસુપૂજ્ય ૬, વિમલ ૭, અનંત ૮ ॥ ઉત્તરદિશા સંસ્થિત ધર્મ ૧, શાંતિ ૨, કુંથુ ૩, અર ૪, મલ્લિ ૫, મુનિસુવ્રત ૬, નમિ ૭, નેમિ ૮, પાર્શ્વ ૯, વર્દ્ધમાન ૧૦ ॥ નિષ્કલંકાય, ચત્તારિ અટ્ઠ દસ દોય વિશ્વનાથાય, દેહવર્ણલાંછનસહિતાય, ચતુર્વિંશતિ જિનાધિપાય ॥ નૈવેદ્યં યજામહે સ્વાહા ॥

॥ સર્વ દિશાયે નૈવેદ્ય ધરે ॥

॥ શ્લોકઃ ॥ સકલપુદ્‌ગલસંગવિવર્જનં, સહજચૈતન્યભાવવિલાસનમ્ ॥ સરસભોજનકસ્ય નિવેદનાત્, પરમનિર્વૃત્તિભાવમહં સ્પૃજે ॥ ૧ ॥

॥ ઇતિ શ્રી અષ્ટમ નૈવેદ્યપૂજા સમાપ્ત ॥ ૮ ॥

---

॥ ઇતિ શ્રી કવિવર શ્રી દીપવિજય કૃત ॥

॥ અષ્ટાપદજીની પૂજા સમાપ્ત ॥



# ॥ પંડિત શ્રી ઉત્તમવિજયજી કૃત ॥

# ॥ શ્રી પંચતિર્થિ પૂજા ॥

---

## ॥ વિધી ॥

( પ્રથમ પ્રભુ આગળ હાથ જોડી ઢાળ કહેવી. પછી આઠ સ્નાત્રિકના હાથમાં આઠે પૂજા આપવી, નવમાના હાથમાં પંચામૃતનો કળસ આપી ઉભો રાખીયે, પછી પૂજા ભણાવીએ. )

---

## ॥ દુહા ॥

શ્રી સંખેશ્વર સુખકરૂ, પુરસાદાંણી પાસ ॥
પ્રણમીને પૂજા રચું, વરદા વચન વિલાસ ॥ ૧ ॥
ઋષભ શાંતિ શ્રી નેમિજિન, પાર્શ્વ વીર એ પાંચ ॥
નમતાં નવનિધિ નિપજે, અલગી ભવની આંચ ॥ ૨ ॥
પાંચ તિર્થપતિ પૂજતાં, આપે સુખ અપાર ॥
જસ સેવા જિનરાજની, તેને દુ:ખ ન લગાર ॥ ૩ ॥
પ્રજ્ઞા પ્રભૂતાઇ વધે, પુણ્ય પાપ ક્ષય પ્રીત ॥
પરમેશ્વરને પૂજતાં, પાંચ પપા લહે નીત ॥ ૪ ॥
ઉદય ઉંચપદ ઉપમા, ઉત્તમ સત્વ ઉદાર ॥
પરમેશ્વરને પૂજતાં, પામે પાંચ ઉકાર ॥ ૫ ॥

તે માટે પ્રાણિ તુંમે, શક્તિ પ્રમાણે સાર ॥
ભક્તિ કરો જિનવર તણી, જિમ પામો ભવ પાર ॥૬॥
પાંચ આઠ ઇકવીસ સત્તર, પૂજા ઘણે પ્રકાર ॥
તન મન વચન ત્રિકરણથી, શ્રદ્ધામૂલ સુખકાર ॥ ૭ ॥
પૂજા ઋષભતણી પ્રથમ, રચસ્યું ધરીને રાગ ॥
પ્રભુરાગે સુખ ઇહ ભવે, પરભવ પામે તાગ ॥ ૮ ॥
ધાતકીખંડે ધૂરિ થયા, સરલ વક્ર બિઉ શ્રાધ ॥
તે સમયે એક શેઠની, તનુજા તસ્કરે લાધ ॥ ૯ ॥
સરણે રાખી સુંદરી, તે ત્રિહું ગંગા તીર ॥
ઉપન્યા કુલગર ઉત્પતિ, સરલ યુગલ કરી વીર ॥૧૦॥
સાતમે પાટે નાભિનૃપ, આઠમે ઋષભ ઉદાર ॥
જનમ થયો જિનવર તણો, વરત્યો જયજયકાર ॥૧૧॥
જનમ કલ્યાણક જાણીને, વંદે સુર વજિપ નરનાર ॥
કરી મેરૂ અભિષેક વર, નત નંદીશ્વર દ્વીપ ॥ ૧૨ ॥
અધૂના તે અનુમાનથી, ભક્તિવચ્છલને ભાવ ॥
રચસ્યું રચના રૂયડી, નવરસ પૂજા નાવ ॥ ૧૩ ॥

॥ ઢાળ ॥

( રાગ પૂરવી પ્રથમ પૂરવ દિશે.—એ દેશી. )

પ્રથમ ઠવી પિઠીકા, વરણુ વીશિષ્ટિકા, મૂરતિ શુભ દ્રષ્ટિકા ઉપરે એ ॥ થાપીયે થિર પદે, ગાઇયે ગુણુ હદે, નયણુ વસને રદે સુપરેએ ॥ ૧ ॥ જય જગપતિ જીયો, કલશ આગળ ઠીયો, પંચ અમૃત ભરી રસ પીઓએ ॥ વિવિધ ફૂલે

ભરી, તારી નર કર ધરી, હાટક રજત રકેબિઓએ ॥ ૨ ॥ સ્વસ્તિક કુંભાભદ્રાસની મુકરવર, નંદાવૃત હિતરત મનેએ ॥ સંપુટ શ્રાવ શ્રીવછ યુગમગએ, આઠ મંગલ ધરો પ્રભુ કને એ ॥ ૩ ॥ પૂજ્ય વિધિ વિરચિયે, અરિહંતનું અરચિયે, કેસર ચંદને ચરચિયેએ ॥ દુરિત દુઃખ સહુ મિટે, કુજસ દૂરે કટે, નરપતિરી કુગતિયે ન રચિયેએ ॥૪॥ ચરણ જાનું કર, અંસ શિર ભાલવર, કંઠ ઉર નાભિ તિલ દિજીયેએ ॥ ધૂપ વામે ધરો, દીપ દક્ષિણ કરો, નાપિગતિ દૂર પરિહરીજી-યેએ ॥ ૫ ॥ દેવનો દેવ એ, સરસ જસ સેવએ, સુખ નિત મેવએ કરણીયેએ ॥ ભક્તિ ભગવાનની, ત્રિકરણ તાનની, મુગતિ સુખ માનની પરણીયેએ ॥ ૬ ॥ પાવન આતમ, પરમ પરમાતમ, કવણ કહું મહાતમ જિનતણું એ ॥ વિશ્વત્રય તારણી, મુરતિ મનોહારણી, સેવતાં સુખ લહો અતિ ઘણુંએ ॥ ૭ ॥ ફુલ ફળ જણ તણી, વાસ નેવેદ્યની, ધૂપ અક્ષત બની દીપ ઠાવે ॥ એહ અડભેદથી, અધિક ઉમેદથી, ઉત્તમ વિજય આનંદ પાવે ॥ ૮ ॥

---

## ॥ पूजा प्रारंभ ॥

### ॥ પ્રથમ શ્રી આદિજિન પૂજા ॥

॥ દોહા ॥

પ્રથમ મહિપતિ પ્રથમ જિન, પ્રથમ મુનિ મહારાજ ॥
કોશલ અધિપતિ કુશલકર, નમો ઋષભ જિનરાજ ॥ ૧ ॥

ભરી કદલિ ભાજન કરી, પૂજ્યો જુગલે જેમ ॥
કદલીફળ ઠવી કદમપર, તુમે પ્રભુ પૂજો તેમ ॥ ૨ ॥
પંચામૃત કળસો ભરી, હરખે જોડી હાથ ॥
અભિષેકો શ્રી અદિજિન, થાઓ જેમ સનાથ ॥ ૩ ॥

॥ ઢાળ ૧ લી ॥

( હો સુણ ગોવાલણી, ગોરસડાં વાળીરે ઉભી રેને.—એ દેશી. )

હો સાહેબજી, પરમાતમ પરમેશ્વર કેસર કાયા ॥ કંચન છબીજી, મોહન મૂરતિ ઉપરે લાગી માયા ॥ એ ટેક ॥ શ્રી મરૂદેવા તાહરી માતા, શ્રી નાભી કુળમાંહિ સંજાતા, તું વિશ્વ વધારણ સુવિધાતા ॥ હો૦ ॥ ૧ ॥ છે જુગતી જોડી બે રાણી, સુનંદા સુમંગલા સાંણી, જગવ્રતિ જગે વાત સકલ જાણી ॥ હો૦ ॥ ૨ પછે યુગલા ધરમ નિવારયો છે, તેં સઘળો કારજ સારયો છે, તેં ત્રિણ જગતને તારયો છે. ॥ હો૦ ॥ ૩ ॥ પ્રભુ પુત્ર ભરત ચક્રી પ્યારો, તસ બાહુબલ બંધવ સારો; કહો બાવા આદિમ અવતારો ॥ હો૦ ॥ ॥૪॥ તું મણિમય ધરમાં માંણે છે, તું જગ સઘળાને જાણે છે; તું પ્રેમની વાત પીછાણે છે ॥ હો૦ ॥ ૫ ॥ ગુણ ચોસઠ ઇંદ્રે ગાયા છે, અપચ્છર અંકે હુલરાયા છે; વાલા વશ ઇક્ષાંગે આયા છે. ॥ હો૦ ॥ ૬ ॥ તું ઠાકુર જગમાંહે ઠવિયો, તું વડાપુરૂષનો વરણવીયો, તું શક્રસ્તવે સુરપતિ સ્તવીયો ॥ હો૦ ॥ ૭ ॥ તું સીત્રનું શ્રષ્ટીકારક છે, તું તરણ

શરણને તારક છે, તુંજ દરિશણ દુઃખનું વારક છે ॥ હો૦ ॥૮॥ હૈડે સમરયો તું હાજર છે, મોહન તું સુખતરૂ માંજર છે, તું નિઠુર કરમને નાંજર છે ॥ હો૦ ॥ ૯ ॥ પ્રભુ સેવ્યો સુખ સંપદ આપે, દુઃખ વીટપી તણી વલ્લી કાપે, સુખ આપે થાંનિક થીર થાપે ॥ હો૦ ॥ ૧૦ ॥ મુજ મન મંદિરમાં વસિયા છો, રસવાળા રસના રસિયા છો, કાંમણગારા કેસરિયા છો ॥ હો૦ ॥ ૧૧ ॥ શ્રેયાંસ ઘરે આવ્યા સ્વામિ, પ્રભુ ઇક્ષુરસ ભોજન પામી, કરે પારણું અંતરજામી ॥ હો૦ ॥ ૧૨ ॥ સુર હરખ્યા જાણી જગજેસી, કરે કંચન વૃષ્ટી નિરદોષી, પારણાં કીધાં સહુ પાડોસી ॥ હો૦ ॥ ૧૩ ॥ વ્યોમેથી વાસ કુસુમ વરસે, દરિસણ પ્રભુ આદિતણાં દરસે, એહને જે સેવે તે તરસે ॥ હો૦ ॥ ૧૪ ॥ સુખ વાસર વંશાનો વેલો છે, છોગાળો છેલ છબીલો છે, કહે ઉત્તમજી અલબેલો છે ॥ હો૦ ॥ ૧૫ ॥

( એ ઢાળ કહી પંચામૃત કળસ ઢાળવો. કાવ્ય કહેવું: )

॥ કાવ્ય ॥ જગ ત્રયાધાર કૃપાવતાર, દુર્વાર સંસાર વિકારવારઃ ॥ ઇત્યપ્સરા વૃંદ સ્તવંત સાર, જગ જજય ત્વં મમ વક્ષ હારઃ ॥ ૧ ॥

ૐ -હ્રીં શ્રી પરમ પરમાત્મને અનંતાનંત જ્ઞાન શક્તયે જન્મ જરા મૃત્યુ નિવારણાય શ્રીમદ્ આદિ જિનેંદ્રાય જલં યજામહે ફલં, ધૂપં દીપં, ચંદનં, પુષ્પં, વાસં, અક્ષતં, નૈવેદ્યં યજામહે સ્વાહાઃ ॥

(એમ આઠ જણા ૮ પૂજા ચઢાવે, નવમો કળસ ઢાળે, નવ ઇંદ્રાણી કુમારિકામાં બે જણીયો બે પાસે બે ઝાલર વગાડે, બે જણીયો પંખા વીંઝે, બે ચામર વીંઝે, બે દર્પણ દેખાડે, અને નવમી ફુલ દડો ઉછાળે, પ્રભુને પખાળી પૂજા કરે, પૂજા ભણાવનારા ભાવના સાખી કહી ભાવના ભાવે ॥ તે ભાવના.

(રાગ વસંત.—ચાલો ખેલીયે હોરી. તથા પિયા મેં કૈસે કરૂંગી. ॥)

શ્રી ઇલપતિ પ્રભુ આદિ, દીઠો મેં દરિસન તાહરો ॥ શ્રી ઇલ૦ ॥ ટેક. ॥ તું વસુપતિ અરૂ વાચંલમ પતિ ॥ હાંરે લાલ્ના ॥ આદિ તું દેવ જુગાદિ ॥ દીઠો તુંહી બ્રહ્મા અરૂ બ્રહ્મ શીરોમણી, નવ રસ ભરિયોરે નાદ ॥ દીઠો૦ ॥ ૧ ॥ માત તું તાત તું નીતિ વિધાતા. ॥ હાં૦ ॥ યુગલ ધર્મ નહી વાદ ॥ દીઠો૦ ॥ ત્રિદશ પતિપેં પસારન કર, તુમ ઇક્ષુ-વંશ ઓલાદ ॥ દીઠો૦ ॥ ૨ ॥ સચર અચર સબ જાણુ જગતકે ॥ હાં૦ ॥ નહિ તુજથી કાંઇ બાદ ॥ દીઠો૦ ॥ તું વીતરાગ અકલગતિ અનુપમ ॥ હાં૦ ॥ વસિ કોયમદ ઉત-માદ ॥ દીઠો૦ ॥ ૩ ॥ મેં અબ ચરન સરન ગ્રહ્યો તેરો. ॥ હાં૦ ॥ વારો દૂર વિષાદ ॥ દીઠો૦ ॥ તેરી કંઠમેં વાસ અમૃતકો ॥ હો૦ ॥ સરસ જ્યો કંબુ સાદ ॥ દીઠો૦ ॥ ૪ ॥ લખી આભરણ કદલ ભરી ભાજન ॥ હાં૦ ॥ પૂજ્યો

અંગુષ્ઠ પાદ ॥ દીઠો૦ ॥ જુગ ચાવો જગપતિ જગજીવન, ઉત્તમ આદિ અનાદ ॥ દીઠો૦ ॥ ૫ ॥

॥ ઇતિ ઋષભ જિન પૂજા ॥ ૧ ॥



## ॥ अथ श्री शांतिजिन पूजा ॥ २ ॥

॥ દુહા. ॥

શાંતિ કરણ જિન સોલમો, તારણ તરણ જિહાજ ॥
કુશલ વેલી સીંચન જલદ, નમો શાંતિ મહારાજ ॥ ૧ ॥
દુરિતોદ્ધત તરણિ પ્રભુ, કરણી નિષ્ફીકાર ॥
વાણી પાંત્રીસથી વર્ધ્યો, અતિશય ચોત્રીસ ધાર ॥ ૨ ॥
ચક્રીપદ પામ્યો પ્રભુ, સુણી સેંચાંણા રીવ ॥
અભયદાન આપ્યું ભલું, જમથી રાખ્યો જીવ ॥ ૩ ॥
અમર પડહ વજડાવિયો, કીધો અલગો કાળ ॥
સુખ સંપદ દેજ્યો સદા, શ્રી પ્રભુ શાંતિ દયાળ. ॥ ૪ ॥

॥ ઢાળ ૨ ॥

( અનિ હાંરે રંગ ભીની ગોવાલણી આવે.—એ દેશી. )

અનિ હાંરે શ્રી શાંતિનાથ સોહાવે. ॥ ટેક. ॥ શાંતિકરણ શ્રી શાંતિ જિનેશ્વર ॥ અનિ હાંરે મન મોહન જગ સોહાવે ॥ જસ નામે ઘરે મંગળ માળા ॥ અ૦ ॥ થિર થાંનક સુખનું થાવે ॥૧॥ અ૦ ॥ શ્રી શાંતિ૦ ॥ આંકણી.॥ સર્વારથ સિદ્ધેથી સ્વામિ ॥ અ૦ ॥ ઇહાં ક્ષેત્ર ભરત માંહિ

આવે ॥ હથ્થિણા ઉર વિશ્વસેનનો નંદન ॥ અ૦ ॥ જેહને અચિરા માત મલ્હાવે ॥ અ૦ ॥ શ્રી૦ ૨ ॥ સકળ સુખદ મુખ એ અલવેસર ॥ અ૦ ॥ હસિ અપચ્છર મીલી હુલરાવે ॥ ગરભ છતે જેણે મરકી મટાડી ॥ અ૦ ॥ તેણે શાંતિ નામ ધરાવે ॥ અ૦ ॥ શ્રી૦ ॥ ૩ ॥ અજરાશી પ્રભુ કોઇ ન એહવો. ॥ અ૦ ॥ એ તો દૈ દોલ તિવડ દાવે ॥ તન પણ પાંત્રિશ ધનુષ પ્રમાણે. અ૦ ॥ એક લાખનું જીવિત લ્યાવે ॥ અ૦ ॥ શ્રી૦ ॥ ૪ ॥ સુંદર તન સોનાને વરણે ॥ અ૦ ॥ બેઠો ભદ્રાસને મનેં ભાવે ॥ રાજ રિદ્ધી રમણી સુખ વિલશી ॥ અ૦ ॥ પછે જોગાસન માંહિ જાવે ॥ અ૦ ॥ શ્રી૦ ॥ ૫ ॥ ભોગ ને જોગ ભલા ભોગ ીયા ॥ અ૦ ॥ વાલો સહુ અવસર સચવાવે ॥ કેવલ ધરમાં ક્રીડા કરીને. ॥અ૦॥ પ્યારો શીવ વહુ સેજે રમાવે ॥ અ૦ ॥ શ્રી૦ ॥ ૬ ॥ એહને સેવતાં સુખીયા થઇએ ॥ અ૦ ॥ ઘરે પરિકર લક્ષ્મી પાવે ॥ વિરહ વિયોગ વિપદ નહીં ચિંતા ॥ અ૦ ॥ નેડાં નરકનાં દુઃખડાં નાવે ॥ અ ॥ શ્રી૦ ॥ ૭ ॥ નામ તિસ્યા પરિ-ણામ તુમ્હારા ॥ અ૦ ॥ એ તો રોગ દુકાળ દુરાવે ॥ લોક ચૌદના નાથ નમોને. ॥ અ૦ ॥ પ્રભુ ધન ભંડાર ભરાવે ॥ અ૦ ॥ શ્રી૦ ॥ ૮ ॥ કરો અભિષેક કરી પંચામૃત ॥ અ૦ ॥ જિમ મેરૂ ઇંદ્ર હુલરાવે ॥ એક કોડી સાઠ લાખ કળશથી ॥ અ૦ ॥ શિર ચામર કળશ ઢળાવે ॥ અ૦ ॥

શ્રી૦ ॥ ૯ ॥ આઠ પૂજા ગતિ આઠમી આપે ॥ અ૦ ॥ પ્રભુ જ્યોતિમાં જ્યોતિ મિલાવે ॥ ધન ધન એ પ્રભુ ધન્ય તે નારી ॥ અ૦ ॥ ગુણ ઉત્તમ પ્રભુના જે ગાવે ॥ અ૦ ॥ શ્રી૦ ॥ ૧૦ ॥

॥ કાવ્યં ॥ જગં ત્રયા૦ ॥

॥ મંત્ર ॥ ૐ -હ્રીઁ શ્રીઁ પરમ પરમાત્મને અનંતાનંત જ્ઞાન શક્તયે જન્મ જરા મૃત્યુ નિવારણાય શ્રીમત્ શાંતિ જિનેંદ્રાય ॥ જલંગ યજા મહે સ્વાહા.

( એમ કહી કળશ ઢાળવો, ઇંદ્રાણીની ક્રિયા પૂર્વલી પરે કરવી. )

---

## ॥ अथ भावना ल्य ल स्तवन ॥

( પાવાતે ગઢથી ઉતર્યાં મા કાળીરે.—એ દેશી. )

સુંદર શાંતિ જિણંદની ॥ છબી છાજે છે ॥ માથે મુગટ જડિત મનોહાર ॥ રૂપે સજે છે ॥ કુંડલ દોય કપોળમાં ॥ છ૦ ॥ પ્રભુને નકમલ અનુહાર ॥ રૂ૦ ॥ ૧ ॥ કંઠે કંચન કાંઠલી ॥ છ૦ ॥ બહુ હીરે જડિયો હાર ॥ રૂ૦ ॥ કુંદન વદન કોમલ તનું ॥ છ૦ ॥ દ્યુતિ દાંમની દીપ અપાર ॥ રૂ૦ ॥૨॥ છેલ છોગાળા છબીલડા ॥ છ૦ ॥ બહુ ભાલ તિલક ભલકાર ॥ રૂ૦ ॥ શાંતિ મુરત્તિ શ્રી શાંતિની ॥ છ૦ ॥ પ્રભુ કુશલ કરણ કિરતાર ॥ રૂ૦ ॥ ૩ ॥ જગ જયકારી જગપતિ

॥ છ૦ ॥ અતિ મતિ ગતિ રતિ અનુરૂપ ॥ રૂ૦ ॥ હસી બોલો હેજાળુઆ ॥ છ૦ ॥ તું ત્રણ્ય ભુવનનો ભૂપ ॥ રૂ૦ ॥ ૪ ॥ કાયમ કોડી દિવાલીયાં ॥ છ૦ ॥ પ્રભુ ગુણનો કુણ કહે પાર ॥ રૂ૦ ॥ જિનપતિ ચક્રી પાંચમો ॥ છ૦ ॥ કહે ઉત્તમ વિજય ઉદાર ॥ રૂ૦ ૫ ॥

॥ ઇતિ શ્રી શાંતિ જિન બીજી પૂજા ॥

---

## ॥ अथ श्री नेमि जिन पूजा प्रारभ्यते ॥

॥ દુહા. ॥

જોગીશ્વર યદુપતિ જયો, મ્હોટો એ મહારાજ ॥
નિરાગી એ નેમજી, શિવ વહુનો સિરતાજ ॥ ૧ ॥
બાળ બ્રહ્મચારી ભલો, જુવતિ અજિત ચરિત્ર ॥
જિતેંદ્રિય એ જિનપતિ, પ્યારો પરમ પવિત્ર ॥ ૨ ॥
કણ ભોજી કાંમે કર્યા, દેવ ત્રિવસને દાસ ॥
પંચામૃત ભોજી પ્રભુ, ને છલ્યો યુવતિ વિલાસ ॥ ૩ ॥
પંચજ્ઞાન પાંમિત પ્રભુ, પંચામૃત અભિષેક ॥
કરસે તે વરસે નરા, ગતિ પંચમી સુવિવેક ॥ ૪ ॥
દુઃખહર દરિસન તાહરૂં, મોહ્યું મહારૂં મન ॥
નયણે આજ મેં નિરખીયો, ધન ધન તું પ્રભુ ધન ॥૫॥

॥ ઢાળ ત્રીજી ॥

( પાવા તે ગઢથી ઉતર્યાં, માતા અન્ન પૂરણારે.—એ દેશી. )

વિજય સમુદ્ર નૃપ નંદનોરે ॥ લાલન લટકાળો ॥ માત

શિવાદેવીનો મલ્હાર રે ॥ મોહન મટકાળો ॥ અપચ્છર અંકે ઉછરયો રે ॥ લા૦ ॥ કોમળ તનું નેમિ કુમાર રે ॥ મોહન૦ ॥ ૧ ॥ બાળપણે પ્રભુ પારણે રે ॥ લા૦ ॥ પોઢયો અંગુષ્ટ આહાર રે ॥ મોહન૦ ॥ અતુલી બળ ઇંદ્રે કહ્યો રે ॥ લા૦ ॥ જગમાં કુણ ગંજણહાર રે ॥ મોહન૦ ॥ ૨ ॥ અણુસદ્દહી સુર આવીયો રે ॥ લા૦ ॥ ઉપાડયો વૈક્રિય રૂપ રે ॥ મોહન૦ ॥ અંસે અંગુષ્ટ અવની ગયો રે ॥ લા૦ ॥ કરી કુસુમની વૃષ્ટિ અનુપ રે ॥ મોહન૦ ॥ ૩ ॥ વિક્રમ ઈંદ્ર અનંતનું રે ॥ લા૦ ॥ કનગરિ અગ્રે કેહેવાય રે ॥ મોહન૦ ॥ ત્રણસેં વરસ તણા થયા રે ॥ લા૦ ॥ એક દિન યુદ્ધશાળે જાય રે ॥ મોહન૦ ॥ ૪ ॥ પંચજન્યે નભ પૂરિયો રે ॥ લા૦ ॥ વીઠ-લે દીઠો વડવીર રે ॥ મોહન૦ ॥ ભુજબળે પરખ્યો ભાઇનેરે ॥ લા૦ ॥ જાદુપતિ જાદવ શીર ધીર રે ॥ મોહન૦ ॥ ૫ ॥ નભ વાંણી સુણી વીઠલેરે ॥ લા૦ ॥ બોલાવી રાણી આઠરે ॥ મોહન૦ ॥ જુગતે દેવરને જઇરે ॥ લા૦ ॥ મનાવો વિવા-હનો ઠાઠરે ॥ મોહન૦ ॥ ૬ ॥ ગ્રીષમે ગામને ગુંદરેરે ॥ લા૦ ॥ સઘળી મળી સરોવરે જાયરે ॥ મોહન૦ ॥ ફુલ દડે પીચકારીયેરે ॥ લા૦ ॥ કરે કામની આકુલ કાયરે ॥ મોહન૦ ॥ ૭ ॥ નિરખે નયન કટારીયેરે ॥ લા૦ ॥ નીરાગી સરાગી ન થાયરે ॥ મોહન૦ ॥ સુર વરસાવે ફુલનેરે ॥ લા૦ ॥ ધન ધન પ્રભુ તાહરી માયરે ॥ મોહન૦ ॥ ૮ ॥ શ્રી સુરપ-

તિની પુલો મજારે ॥ લા૦ ॥ દેખી ન ડગે જેહનું મજારે ॥ મોહન૦ ॥ તો કિમ નરની નારીયેર ॥ લા૦ ॥ કહો ચૂકે તેહનું તમરે ॥ મોહન૦ ॥ ૯ ॥ છેલ છબીલીને છળેર ॥ ॥ લા૦ ॥ કર્યું સગપણુ રાજુલ સાથરે ॥ મોહન૦ ॥ તોરણુથી તેડી ગયોરે ॥ લા૦ ॥ કરી સુંદરી સામ સનાથરે ॥ મોહન૦ ॥ ૧૦ ॥ વરમાળા માથે ધરીરે ॥ લા૦ ॥ પોહોચાવે શીવ વહુ પાસરે ॥ મોહન૦ ॥ ચવન જનમ દિક્ષા લેઇરે ॥ લા૦ ॥ લહે કેવળ જ્ઞાન વિલાસરે ॥ મોહન૦ ॥૧૧॥ સુર સુમને સુમને તિહાંરે ॥ લા૦ ॥ કરે વૃષ્ટી જાનુ પ્રમાણુરે ॥ મોહન૦ ॥ ફળ જળ ફૂલે કંચનેરે ॥ લા૦ ॥ કરે પૂજા વાસ વખાણુરે ॥ મોહન૦ ॥ ૧૨ ॥ ત્રણ્ય ભૂવન તારે પ્રભુરે ॥ લા૦ ॥ વજડાવો જિત નિશાનરે ॥ મોહન૦ ॥ ગઢ ગિરનાર પતિ જ્યોરે ॥ લા૦ ॥ બુદ્ધ ઉત્તમ વિજયની વાણુરે ॥ મોહન૦ ॥ ૧૩ ॥

॥ કાવ્યં ॥ વિશ્વ ત્રયા૦ ॥

॥ મંત્ર ॥ ૐ હ્રીં શ્રી પરમ પરમાત્મા૦ ॥ શ્રીમતે નેમિ જિનેંદ્રાય. જલં, ફલં, યજા મહે સ્વાહા.

( કળશ ક્રિયા પૂર્વ પ્રમાણે. )

## ॥ अथ भावना खयाल. ॥

( તમે મારે ઘેર આવજ્યોરે કે નણુદોઇ પરણુલા—એ દેશી. )

સુણો સ્વામિ હમારારે કે નેમજી નવ રસિયા ॥ રિષ્ટ

રતન વર વરણુ વિરાજે, તન ગુણ તાહરારે ॥ મોહનજી મન વસિયા ॥ ૧ ॥ તન ધન વન તારૂંરે, તડિત ભૂષણુ લસિયા ॥ લટક મટક મઘવા ધનુ ઓપમા મન મોહ્યું મારૂંરે ॥મો૦॥ ૨ ॥ આઓ આઓ અલબેલારે, અટકના અંટસિયા ॥ વાટડીઓમાં ફુલડાં વેરાવું, મોતીડે વધાવુંરે ॥ મો૦ ॥ ૩ ॥ સિણગાર સુહાસ્પેરે, કે કરણા રૌદ્ર કિસ્યો ॥ વીર બિભશ ભયાનક શાંતે, અદ્ભૂત આસ્યોરે ॥ મો૦ ॥ ૪ ॥ શાલી દાલી જમાડુંરે, રસોઇયો રૂપાળી, પીરસું પંખે પવન કરીને, રંગે રમાડુંરે ॥ મો૦ ॥ ૫ ॥ ભલી આઠ ભવાંનીરે, પ્રીતલડી પાતળીયા ॥ છોડી જે કેમ છબીલા, જોરજ માંનીરે ॥ મો૦ ॥ ૬ ॥ નર હરીહર બ્રહ્મારે, છબીલીના છલીયા ॥ ત્રિભુવનપતિ રાજુલ વર વાલ્હા, ધણી તને ખંમારે ॥ મો૦ ॥ ૭ ॥ શિવ મેહેલે સાંમળીયોરે, માનનીયોથી મળીયો ॥ ઉત્તમ પ્રભુ ડાહ્યો અટકળીયો, સુખ દિન વળીયોરે ॥ મોહન૦ ॥ ૮ ॥

॥ ઇતિ શ્રી નેમિજિન ત્રીજી પૂજા. ॥



## ॥ अथ श्री पार्श्वजिन पूजा प्रारम्यते ॥

॥ દુહા. ॥

સજલ જલદ તન સમ ફન, ઉરગ લંછન પગ જાસ ॥
કમઠ દલન જન જય કરન, નમત અમર નિત તાસ ॥૧॥

જડતા તજી કરે કુશલા, કવીય મુખરના કાર ॥
ભવ ગરતાથી ઉદ્ધરતા, સુખ કરતા સંસાર ॥ ૨ ॥
ધ્યાનાનલ દહી અઘ સમિધ, અટલ અચલ પદ પાય ॥
અમલ અકલ શીવ પદ વર્યા, સકલ સુખદ જિનરાય ॥૩॥
પારસ પણ પારસ નહી, આખો રસ છે એહ ॥
એહના ગુણ આખ્યાનથી, દેવ સમી હુવે દેહ ॥ ૪ ॥
સત અડ નામે સાહિબો, સમર્યો આપે સિદ્ધ ॥
ઋદ્ધિ વૃદ્ધિ વાલી વધે, જસ નામે નવ નિદ્ધ ॥ ૫ ॥
આદેલ ધારી એ પ્રભુ, જે ચાવો જુગ ચાર ॥
સત્વર સેવ્યો સમરસે, તત્વર હોવે ત્યાર ॥ ૬ ॥
દેશ વિદેશે સદયતે, વામા ગજ ત્રિવીષ્ટ ॥
સુખ સંપદ દાઇ સદા, ઉત્તમ માહરો ઇષ્ટ ॥ ૭ ॥

॥ ઢાળ ॥

( ગોકુલની ગોવાલણી મહિ વેચવા ચાલી.—એ દેશી. )

પૂજા શ્રી પ્રભુ પાસકી, સુનિયે અબ સૈનાં ॥ સુંદર મૂરતિ સાંઇકી, નિરખી હસેં નૈયનાં ॥૧ ॥ કાશી બાસી બનારસી, અશ્વ સેનકે નંદા ॥ વામા ઉદર નભમેં પ્રભુ, સોહે સારદ ચંદા ॥૨ ॥ એક દીન ઝાંખી ઝરોખમેં, ખ્યાલ દેખે ખલકકે ॥ હસતે રમતે હેરતે, મન મુલક મુલકકે ॥૩॥ ગ્રીષમમેં જલ ગંગમે, વન છાંહિ ગેહેરીયાં ॥ મશ્યતિ મિંગલ ઝીલતે, જાકી મીઠી લેહેરીયાં ॥ ૪ ॥ ખાવન સેનસે

ખેલતી, સબ મિલકે સાહિરીયાં ॥ ગંગામેં ગતિ મીનકી, દંગ લાલહે હેરીયાં ॥ ૫ ॥ પેહેરી ચરના ચુંનડી, અંગીયાં ધરી અંગે ॥ કનક તનક તન કાંમની, નથકી જડી નંગે ॥ ૬ ॥ ઐસેમેં ઉહાં એક હે, તપસી તન ધારી ॥ કરી કે તીનકો બંદના, સબ ભુવન સિધારી ॥ ૭ ॥ હાથ પુજાપાલે લખી, પ્રભુ કોઇકું બૂઝે ॥ કહો તુંમ જાતેહો કહાં, ઐસે હરખ ઉરૂઝે ॥ ૮ ॥ યેહ સુની ઉત્તર દેતહે, સુંનો સાંઇ હમારે ॥ આયા તાપસ એકહે, કોઇ ગંગ કિનારે ॥ ૯ ॥ સુની શિશુ દેખનકા ભયા, તુરીપર ચઢી ચાલે ॥ તપસીયેં આયે પ્રભુ, ઓહી નાંણુ નિહાલે ॥ ૧૦ ॥ દઝતા બ્યાલકો દેખકે, સચ બોલે સાંઈ ॥ કહો સાચી સબકે તુમ્હે, ગુરૂ કૈસે ગુંસાઇ ॥ ૧૧ ॥ ધર્મ દયા બીન ધારતે, ગળે મોહન માળે ॥ અજ્ઞાંનકી અગની બિચે, ઝડ જોગકો જાળે ॥ ૧૨ ॥ દીયે કનક નગ દાનસેં, જીય દાન બડા હે ॥ કહો તેરા ગુરૂ કાંન હે, જિને જોગ જડાહે ॥ ૧૩ ॥ કહે તપસી ભૃકુટી કરી, રહો બાળા રાજા ॥ આપ ખેલાવો અશ્વકું, તેરે ઘર તાજા ॥ ૧૪ ॥ આસકકે અગનાનસે, તુંમ ધરમ કયા જાનો ॥ કરતે કામસો કીજીયે, હમકું ન પીછાનો ॥ ૧૫ ॥ દેખિ લીયે તુંમ દેખતે, તુંમતો નહિ જોગી ॥ બગ ધ્યાંની જ્ઞાની બડે, ભવ વેસકો ભોગી ॥ ૧૬ ॥ ભોગ બડે બડે ભોગવે ॥ હમ જોગમાં ભીને ॥ અલખ બોલાવે આપસે ॥ હાથ માલા

લીને ॥ ૧૭ ॥ માલાતો મનથી ભલી ॥ ઓર કાઠકે ભારે ॥ જોગાસન જાનો નહી ॥ વેષ જોગકે ધારે ॥ ૧૮ ॥ જોગ ધરમ હમ જાંનકે ॥ દુનિયાંકો દિખાવે ॥ ઓહં સોહં યું રખે ॥ જાપ અજપ જગાવે ॥ ૧૯ ॥ જીવ જતન કિયે બિનાં ॥ કુન ધરમ કહાવે ॥ આતમ આએ આતમા ॥ દયા મૂલ દિખાવે ॥ ૨૦ ॥ હમ જેસા જગ કોન હે દયા જાનન, હારા ॥ તૂમ તૂરિપર બેઠે ચઢી ॥ મુખે ધરમ પુકારે ॥ ૨૧ ॥ હાથી ઘોડેપર હમ ચઢે ॥ સબ સુખકું માણે ॥ પણ હિંસા હીરદે નહીં ॥ પુરા ધરમ પીછાને ॥ ૨૨ ॥ હમપે હિંસા કોન હે ॥ બેર બેર કયા કહેના ॥ હમકુ બોતન છેડનાં ॥ ડરતેહી રેહેનાં ॥ ૨૩ ॥ સાંઇ હુકમસે સેવકે ॥ બડા લકુટ ફડાયા ॥ જલતા સાપ નીકારકે ॥ નોકાર સુનાયા ॥ ૨૪ ॥ નાથ ભયે નાગ લોકકે ॥ ધરનીધર રાજા ॥ સબ જન મુખસે જે કહે ॥ પ્રભુ ચઢત અવાજા ॥ ૨૫ ॥ લાગી લગન પ્રભુ રૂપસે ॥ બની પ્રીતિ અભંગી ॥ તુંહિ સરન પ્રતિપાલ હે ॥ સબ કામકે સંગી ॥ ૨૬ ॥ પુજે પ્રભુ ફલ ફૂલસે ॥ સબ જન શીર નામે ॥ વાહ વાહ પ્રભુ યું કહિં ॥ આયે નિજ નિજ ઠામે ॥ ૨૭ ॥ જીત કરી જીનરાજજી ॥ ઉત્તમ ઘર આયે ॥ જોવન જોગ લિયે પછે ॥ અવિચલ પદ પાયે ॥ ૨૮ ॥ સામલ પારસ તું પ્રભુ ॥ સંખેસર સામી ॥ વસિયા સામલ પોલમાં ॥ ધન જિન ગુણ પામી ॥૨૯॥ તો તન ધન

વન લીલતે ॥ મોહિત મન ભાવે ॥ ઉત્તમ વિજયને દીજીયે॥ દરિસન વડ દાવે ॥ ૩૦ ॥

॥ કાવ્યં ॥ ॥ જગત્રય ॥

ૐ ી શ્રી પરમ પરમાત્માને અનંતાનંત ॥ શ્રીમત્પાર્શ્વ જિનેંદ્રાય જલં ॥ ૮ ॥ યજા મહે સ્વાહાઃ ॥ ઇંદ્રાણી ક્રિયા પૂર્વ વત ॥ ૪ ॥

॥ અથ ભાવના ॥ પદં
॥ રાગ વસંત હોરી. ॥

॥ રાજુલ સુંદર નારી સાંમસે ખેલે હોરી ॥ એ દેશી ॥ પારસનાથકે નામ સદા સુખ હોત હમારે ॥ પા૦ ॥ હોત હમારે જી હોત હમારે ॥ પા૦ ॥ ટેક ॥ નીલ વરણતનું સુંદર સુરતિ ॥ દિપતિ મુરતિ ॥ ચિંતામણી જેમ ચિંતા ચૂરતિ ॥ પૂરણ પુન્યની પૂરતિ હો ॥ પ્યારે ॥ પા૦ ॥ ॥ ૧ ॥ જાકે જનમ સમયે ॥ સોહમ પતિ ॥ વંદિત સ્વામી અપસર વૃંદ સહિત સિર નાંમી ॥ નિર મમ કામસુ કામિ ॥ હો પ્યારે ॥ પા૦ ॥ ॥ ૨ ॥ ત્રિભુવન તિલક નમે જગ ખલક ॥ અલક અહિરાજે ॥ મુકર જયો ભાલ ચલક દ્રગ ચંચલ ॥ છેલ ચાંહલિયો બાજે ॥ હો પ્યારે ॥ પા૦ ॥ ॥ ૩ ॥ દસન બસન અરુ હસત બદન વર ॥ શિવ વહુ સ્વામી પૂરવ પુણ્ય પ્રગટ ભયે મેરે ॥ પારસ દરિસન પામિ હો પ્યારે ॥ પા૦ ॥૪॥ વામા માત ॥ અશ્વસેનકો નંદન ॥ આદેય ધારી ॥ સકલ

સુખદ મય મુરતિ પ્યારી ॥ ઉત્તમ આણંદકારી હો પ્યારે ॥ પા૦ ॥ ॥ ૫ ॥ ઇતિ ગીત પુજા ॥ ૪ ॥

॥ અથ શ્રી વીર પ્રભુ પુજા પ્રારભ્યતે ॥

દુહા.

॥ ચરમ જિણેસર ચિત ધરૂં ॥ આ ચૌવીસી ઇસ ॥
॥ પરમ સઘન અઘ પરિહરે ॥ જ યો જ યો જગદીશ ॥૧॥
॥ અન અધ્યય અધ્યપરે ॥ પરગટ વરદા પ્રાય ॥
॥ વાડવ સંશય વારિયો ॥ પ્રણમ્યો આવી પાય ॥૨॥
॥ આમલ ક્રિડા એક દિન ॥ કરતો વીર કુમાર ॥
॥ ભુજ વીંટાણો થઇ ભુજંગ ॥ ન બિહે પ્રભુ નિરધાર ॥૩॥
॥ સુરપતિ જેમ પ્રસંસિયો ॥ તિમ દીઠો ધન ધિર ॥
॥ સુર પરખી સરગે ગયો ॥ નામ ઠયું મહાવીર. ॥૪॥
॥ કુસુમ વૃષ્ટિ ક્રિડા કરી ॥ આવે ગેહમ ઝાર ॥
॥ માત પિતા મન હરખિયાં ॥ વરત્યો જય જયકાર ॥૫॥

॥ ઢાલ ॥ ૫ મી ॥

॥ વંદ્રાવનમાં વીઠલ મોહન વેણુ વજાડે ॥ એ દેશી ॥

શાસન ઉપગારી પ્રભુ ॥ વંદિયે વીર જિણંદા ॥ હો વાલા શાસન નાયક નાયક થાય ॥ વંદિયે વીર જિણંદા ॥ શાસન તેહને સિર ધરો ॥ વં ॥ હો વાલા જાસનમે સુર રાય ॥ વં ॥ ૧ ॥ છત્ર ત્રણે પ્રભુ છાજતો ॥ વં ॥ હો વાલા નાથ એ ચઢતે નૂર ॥ વં ॥ સોવનને સિંહાસને ॥ વં ॥ હો વાલા ॥ સોભે સરિખો સૂર ॥ વં ॥ ૨ ॥ વી. એ પ્રભુ

કહિયે ન એકલો ॥ વં ॥ હો વાલા ફાવે સુર નર ફોજ ॥ વં ॥ દેશના દેઇ દુઃખ ટાલતો ॥ વં ॥ હો વાલા માહાલતો મનને મોજ ॥ વં ॥ ૩ ॥ વી. લહી લખમી ત્રણ ભુવનની ॥ વં ॥ હો વાલા શીવ વહુ સાથે સનેહ ॥ વં ॥ ચૌદ ભુવનને ભાવતો ॥ વં ॥ હો વાલા સરણુને નાવે છેહ ॥ વં ॥ ૪ ॥ વી. સિદ્ધારથ નૃપ નંદન ॥ વં ॥ હો વાલા ત્રિસલા માત મલાર ॥ વં ॥ સોવન વરણે સોભતો ॥ વં ॥ હો વાલા પ્રભુ ગુણુનો નહી પાર ॥ વં ॥ ૫ ॥ વી ॥ દિક્ષા લેઇ દયાળુ એ ॥ વં ॥ હો વાલા વિચરે વસુધા પંથ ॥વં॥ પાંચ સુમતિ ત્રણ ગુપતિયે ॥ વં ॥ હો વાલા નામ ધરે નિર ગરંથ ॥ વં ॥ ॥ ૬ ॥ વી ॥ ખટ માસીને પારણે ॥ ॥ વં ॥ હો વાલા પંચ દિવસથી ન્યુન ॥ વં ॥ ચંદન બાલાને ઘરે ॥ વં ॥ હો વાલા પૂરણ ધારોને પૂન્ય ॥ વ ॥ ૭ ॥ વી ॥ વહોરે બાકુલ વીરજી ॥ વં ॥ હો વાલા જીવો એ જગરાય ॥ વં ॥ દાંન અને મહો દાંન એ ॥ વં ॥ હો વાલા સુર બોલે સમુદાય ॥ વં ॥ ૮ ॥ વી ॥ વાસ કુસુમ વૃષ્ટ કરી ॥ વં ॥ હો વાલા સાઢી બાર કરોડ ॥ વં ॥ ળફ ફૂલે પુજે પ્રભુ ॥ વં ॥ હો વાલા આપે ઇછીત કોડ ॥ ॥ વં ॥ ૯ ॥ વી ॥ જળ પૂજા લખમી લહે ॥ વં ॥ હો વાલા ફળથી સુત ફળ થાય ॥ વં ॥ વાસથી જસ વધે જગતમાં ॥ વં ॥ હો વાલા ધૂપ અરથ :ધનદાય ॥ વં ॥

૧૦ ॥ વી ॥ ફૂલથી શિવ વહુ પાંમિયે ॥ વં ॥ હો વાલા ફુલ સોહાવો સીસ ॥ વં ॥ દીપ હૃદય કરે દીપતો ॥ વં ॥ હો વાલા નૈવેદ્યે સુખ અહનીસ ॥ વં ॥ ૧૧ ॥ વી ॥ અક્ષત અક્ષય ફળ દીયે ॥ વં ॥ હો વાલા સેવો સ્વામિ સનૂર ॥ વં ॥ કીર વયર આદે કરી ॥ વં ॥ હો વાલા પામ્યા સુખ પડુર ॥ વં ॥ ૧૨ ॥ વી ॥ ભવ દુખ શીવ સુખ મહતત ॥ વં ॥ હો વાલા ગયણ ગુણહ ભગવંત ॥ વં ॥ ખલકુ ચરિત્ર ગુરૂ મહેરનો ॥ વં ॥ હો વાલા આવે કદિય ન અંત ॥ વં ॥ ॥ ૧૩ ॥ વી ॥ પ્રભુ પુજે સુખ પામીયે ॥ વં ॥ હો વાલા આપે અતિહી આણંદ ॥ વં ॥ ઉત્તમ વિજય ચિરંજીય ॥ વં ॥ હો વાલા જય જય વીર જિણંદ ॥ વં ॥ ૧૪ ॥ વી. ॥

॥ કાવ્ય ॥

જગ ત્રયાધાર કૃપાવતાર ॥ દુર્વાર સંસાર વિકારવાર ॥ ૧ ॥ ૐ હ્રીં શ્રીં પરમ પરમાત્માને અનંતાનંત જ્ઞાન શક્તિયે. જન્મ જરા મૃત્યુ નિવારણાય ॥ શ્રીમદ્વીર જિનેંદ્રાય ॥ જલં ૧ ફલં યજા મહે સ્વાહાઃ કલશ ઢાલવો ॥ ઇંદ્રણિની ક્રિયા પૂર્વવત સર્વ કરવી ॥ ઇતિ પુજા સંપુર્ણમ્ ॥

---

॥ અથઃ કલશ ॥ રાગ ધન્યાશ્રી ॥ ઢાલ ॥

તથા ખંભાતિ ॥ દેશી ॥ મલ્લિનો દાંણી કાનુડો ॥ તથા જગજીવન જાલીમ જાદવારે ॥ તમે શાંને રોકો છો રાનમાં ॥ એ દેશી ॥

ગાયા ગાયા ગાયારે ॥ મેં પંચ તિરથ પતિ ગાયા ॥

શત્રુંજયને દયો દર તિરથ ॥ ગઢ ગીરનાર ગવાયા ॥ શંખેશ્વર વલી બંભણવાડે ॥ થાંનિક જેણે થપાયારે ॥ મેં ॥ ૧ ॥ શ્રી પ્રભુ રીખભને શાંતિ જિનેશ્વર ॥ નેમ નવલ દિલ ભાયા ॥ પાસ પ્રભુ વર્દ્ધમાન શાસન પતિ ॥ સેવતે સુખ સવાયારે ॥ મેં ॥ ૨ ॥ જાઇ જૂઇ મચકુંદ મોગરો ॥ ચંબેલી ચરચાયા ॥ ચંપક વાન ચતુર નરનારી ॥ કુસુમાંજલી કર છાયારે ॥ મેં ॥ ૩ ॥ ઇક્ષુ કેલી શીતાફલ શાંતિ ॥ જંબુ વરણુ જદુરાયા ॥ કેરી બીજોરાં પાસ મહાવીરને ॥ તન ગુણે જ્ઞાન બનાયારે ॥ મેં ॥૪ ॥ નવ ફલ ફુલ ચંદન ચાંદલિયા ॥ પ્રભુ નવ અંગી નિપાયા ॥ નિરમલ જલે નવરાવી પ્રભુને ॥ આગલ અવર ધરાયારે ॥ મેં ॥ ૫ ॥ પ્રેમે પ્રભુની પુજા કરતાં ॥ પ્રાંણી શીવ પદ પાયા ॥ ફલથી ફલ આપે પરમેશ્વર ॥ ધન્ય તે જનની જે જાયારે ॥ મેં ॥ ૬ ॥ આઠ પુરૂષ આઠ પુજા કર ધર ॥ નવમો કલશ કર લાયા ॥ આઠ કુમારી તન સુકુમારી ॥ બીહું દિશી ચમર કરાયારે ॥ મેં ॥ ૭ ॥ કોય કર ઝાલર દોય કર પંખા ॥ દરપણ દોય દેખાયા ॥ નવમી ફુલ દડો ઉછાળે જગપતિ તું ચિર આયારે ॥ મેં ॥ ॥ ૮ ॥ ઇણ વીધે જે પ્રભુ પદકજ પૂજે ॥ તે અમર કરે કાયા ॥ સંકટ ચૂરે સમિહિત પુરે ॥ ધીર મને પ્રભુ ધ્યાયારે ॥ મેં ॥ ૯ ॥ સહુ ગીરી સ્યાહિ પયોધર પાંણી ॥ લેખગું વૃક્ષ લિખાયા ॥ ધરણી કાગલે ધાત સુતા લિખે ॥ કુંણ ગુણ પાર

કહાયારે ॥ મેં ॥ ૧૦ ॥ સંવત ગગન અંક ગજ એકે ॥ ફાલગુણ સંગે ફબાયા ॥ શુદિ પંચમી દિને શુભ ગ્રહ જોગે ॥ જીત ડંકા વજડાયારે ॥ મેં ॥ ૧૧ ॥ હરિસણ સામલ પાસનું દીઠે ॥ કોડી દિવાલી કમાયા ॥ દીપ ઊંઘાતે ઉત્તમ વિજયે ॥ પંચ તિરથ પ્રગટાયારે ॥ મેં ॥ ૧૨ ॥ ગાયા ॥ મેં ॥ ઈતિ. ॥

॥ અથઃ કલશ ઈંદું. ॥

તપ ગછશ્રી પ્રભસૂરી પાઠક શુભ વિમલ ગુરૂ હિત થયા ॥ તસ શીષ્ય માંણીક વિજય ગુરૂ, ભલા ગૌતમ ગુરૂ ભયા ॥ તસ શીષ્ય વિજય ખુશાલ ખેમે ગુણુ નિધી ગુરૂ જગ જયા ॥ જગદીસ ઉત્તમ વિજય જંપે દેવ પંચ કરજ્યો દયા ॥ ૧ ॥

॥ ઇતિ પંચ તિર્થિ પૂજા સંપૂર્ણ ॥





॥ श्री ॥

# ॥ विविध पूजासंग्रह. ॥

## ભાગ ૪ થો.

## શ્રીમદ્ આત્મારામજી મહારાજજી કૃત

## પૂજાઓ.



## અષ્ટપ્રકારી પૂજા પ્રારંભ.



### ॥ अथ प्रथम न्हवणपूजा प्रारंभ ॥

॥ દોહા ॥

જિનવર વાણી ભારતી, હરતિ તિમિર અજ્ઞાન ॥ સરતિ કવિજન કામના, વારતિ વિઘ્ન નિદાન ॥૧॥ ચિદાનંદ ઘન સુરતરૂ, શ્રી સંખેશ્વર પાસ ॥ પદકજ પ્રણમી તેહનાં, આણી ભાવ ઉલ્લાસ ॥ ૨ ॥ પૂજા અષ્ટપ્રકારની, અંગ તીન ચિત્ત ધાર ॥ અગ્ર પંચ મનમોહસે, હરિ તરિયે સંસાર ॥૩॥

ન્હવણ વિલેપન સુમનવર, ધૂપ દીપ અતિ ચંગ ॥ વર અક્ષત નૈવેદ્ય ફળ, જિન પૂજન મન રંગ ॥ ૪ ॥ ઉજ્જ્વળ વિમળ વસન ધરી, શુચિ તનુ મન જિન રાગ ॥ ઉતરાસંગ મુખકોશકો; બાંધી સુભગ સોભાગ ॥ ૫ ॥ અધિક સુગંધ જળે ભરી, કંચન કળશ અનૂપ ॥ નર નારી ભકતે કરી, પૂજે ત્રિભુવન ભૂપ ॥ ૬ ॥

॥ રાગ—માલવકોશ ॥

ન્હવણ કરો જિનચંદ, આનંદભર ॥ ન્હવણ૦ ॥ એ આંકણી ॥ કંચન રતન કળશ જળ ભરકે, મહકે બાસ સુગંધ ॥ આ૦ ॥૧॥ સુરગિરિ ઉપર સુરપતિ સઘરે, પૂજે ત્રિભુવન ઇંદ ॥ આ૦ ॥ ૨ ॥ શ્રાવક તિમ જિમ ન્હવણ કરીને કાટે કરિમલ ફંદ ॥ આ૦ ॥ ૩ ॥ આતમ નિર્મળ સબ અઘ ટારી અરિહંત રૂપ અમંદ ॥ આનંદભર૦ ॥ ૪ ॥

॥ દોહા ॥

જલપૂજા વિધિસે કરે, ટરે કરમમલ વૃંદ ॥
હરે તાપ સબ જગતકો, કરે મહોદય ચંદ ॥ ૧ ॥

॥ અથ ગીતં ॥

( રાગ જયજયવંતી. )

સુરગણ ઇંદ મધુર ધ્વનિ છંદ, પઠન કરી કરે ન્હવણ જિનંદા ॥ માગધ વરદામને પરભાસા, અપર તરંગિની ઉદક અમંદા ॥ ૧ ॥ ક્ષીરોદધિ અડજાતિ કળશભર, ન્હવણ

કરે જિમ ચોશઠ ઈંદા ॥ તિમ શ્રાવક જિન ભક્તિરંગે, ન્હ-
વણ કરે જરે કરમકો કંદા ॥ સુર૦ ॥ ૨ ॥ વિપ્રવધૂ સોમેશ્વ-
રી નામે, જલ પૂજનસેં લહે મહાનંદા ॥ કારણ કારજ સ-
મજ ભલીપરે, આતમ અનુભવ જ્ઞાન અમંદા ॥ સુર૦ ॥૩॥

॥ અથ કાવ્યં ॥ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રીં પરમપુરૂષાય પ-
રમેશ્વરાય, જન્મ જરા મૃત્યુ નિવારણાય, શ્રીમતે જિનેંદ્રાય
જલં યજામહે સ્વાહા ॥ ૧ ॥

॥ ઇતિ પ્રથમ પૂજા સમાપ્ત ॥ ૧ ॥

## ॥ अथ [illegible]तीय विलेपन[illegible]जा प्रारंभ ॥

॥ દોહા ॥

કુમતિ કુવાસ નિરાસિની, વાસિનિ ચિદ્દઘન રૂપ ॥
ભાસિનિ અમર અનઘપદ, નાશિનિ ભવજલ કૂપ ॥ ૧ ॥
સુરપતિ જિન અંગે કરે, સરસ વિલેપન સાર ॥
શ્રાવક તિમ લેપન કરે, ચંદન ઘસી ઘનસાર ॥ ૨ ॥

॥ રાગ—જિંદ કાફી ॥

કર રે કર રે કર રે કર રે, શ્રી જિનચંદ વિલેપન કર
રે ॥ શ્રી જિન૦ ॥ એ આંકણી ॥ ચેતન જાન કલ્યાણ કર-
નકો, આન મિલ્યો અવસર રે ॥ શાસ્ત્ર પ્રમાન જિનંદજી
પૂજી, મન ચંચલ સ્થિર કર રે ॥ શ્રી જિન૦ ॥ ૧ ॥ સરસ
ચંદન કેશર હરિચંદન, ઘસી ઘનસાર સુઘર રે ॥ કનક રતન
જરી ભરી રે કચોરી, મન વચ તનુ શુચિ કર રે ॥ શ્રી જિ-

ન૦ ॥ ૨ ॥ ચરણ જાનુ કર અંશ શિરોપર, ભાલકંઠ પ્રભુ ઉર રે ॥ ઉદર તિલક નવ કર જિનવરકે, આતમ આનંદ ભર રે ॥ શ્રી જિનચંદ૦ ॥ ૩ ॥

॥ દોહા ॥

શીતલ ગુણ જિનમેં વસે, શીતલ જિનવર અંગ ॥
આતમ શીતલ કારણે, પૂજો અરિહંત રંગ ॥ ૧ ॥

॥ અથ ગીતં ॥ રાગ કસૂરી જંગલો ॥

સિદ્ધિ વધૂ લઇ રે, જિનરંગ રાચી ॥ જિન૦ ॥ એ આકણી ॥ હરિચંદન ઘનસાર સુમન હર રે, દ્રવ્ય તિલક નવ દઈ ॥ જિ૦ ॥૧॥ અચલ સુરંગી સુમન ગુણ ભૃંગી રે, ભાવતિલક શિર ભઇ ॥ જિ૦ ॥ ૨ ॥ પૂજક ચાર તિલક કરી અંગે રે, પૂજે અતિ હરખઇ ॥ જિ૦ ॥ ૩ ॥ જથસુર શુભમતિ જિનવર પૂજી રે, દંપતિ શિવપદ લઇ ॥ જિ૦ ॥ ૪ ॥ આતમાનંદી કરમ નિકંદી રે, આનંદરસ રંગ મઇ ॥જિ૦ ॥૫॥

॥ અથ કાવ્યં ॥ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રી પરમ૦ જિનેંદ્રાય ચંદનં યજામહે સ્વાહા ॥

॥ ઇતિ દ્વિતીય પૂજા સમાપ્ત ॥ ૨ ॥

## ॥ अथ तृतीय कुसुमपूजा प्रारंभ ॥

॥ દોહા ॥

ત્રીજી પૂજા સુમનકી, સુમન કરે ભવિ રંગ ॥
પંચબાણ પીડા હરે, ભાવસુગંધિ અભંગ ॥ ૧ ॥

॥ રાગ ધન્યાશ્રી ॥

(અબ આવડી ગિરિ જાન હૈ, મેરા નેમજીસે કામ હૈ.—એ દેશી.)

અબ ભવિકજન જિન પૂજ લે, જિમ સુધરે સવરે કામ રે ॥ અબ૦ ॥ એ આંકણી ॥ અતિહી સુગંધી કુસુમ લીજે, ખરચીને બહુ દામ રે ॥ મોગ્રરા ચંપક માલતી, કેતકી પાડલ આમ રે ॥ અબ૦ ॥ ૧ ॥ જાસુલ પ્રિયંગુ પુન્નાગ નાગં, દાઉદી વર નામ રે ॥ મચકુંદ કુંદ ચંબેલી લે, જે ઉગિયાં શુભ થાન રે ॥ અબ૦ ॥ ૨ ॥ સદા સોહાગન જાઇ જુઈ, બોલસિરી શુભ ઠામ રે ॥ લહી કુસુમ જિનવર દેવને, પૂજે જરે જિમ કામ રે ॥ અબ૦ ॥ ૩ ॥ શુભ સુમન કેરી માળ ગુંથી, જિનગળે ધરી જામ રે ॥ આતમ આનંદ સુહંકરૂ, જિમ મિલે શિવવધૂ ધામ રે ॥ અબ૦ ॥ ૪ ॥

॥ દોહા ॥

સુભગ અખંડ કુસુમ ગ્રહી, દૂર કરી સવ પાપ ॥
ત્રિભુવન નાયક પૂજીયે, હરે મદન સંતાપ ॥ ૧ ॥

॥ અથ ગીતં ॥ શ્રીરાગ વા કાલિંગડો ॥

( મંગલપૂજા સુરતરૂ કંદ, મંગલ૦—એ દેશી. )

જિનવર પૂજા શિવતરૂ કંદ ॥ જિનવર૦॥એ આંકણી॥ દમનક મરૂવો બકુલ કેવડો, સરસ સુગંધિત અતિ મહકંદ ॥જિ૦॥ ॥ કુસુમાર્ચન ભવિ કરો મન રંગે, તાપ હરે પ્રભુ જિનવરચંદ ॥જિ૦॥ ૨॥ વિષયી દેવોકાં આક ધત્તુરા, પૂજે

નરવાયસ મતિમંદ ॥ જિ૦ ॥ ૩ ॥ વણિક ધુઆ લીલાવતી પૂજી, ફુલેં જિનવર હરિ ભવ ફંદ ॥ જિ૦ ॥ ૪ ॥ આતમ ચિદ્ઘન સહજવિલાસી, પામી સત્ચિદ્ પદ મહાનંદ ॥ જિનવર પૂજા શિવતરૂ કંદ ॥ ૫ ॥

॥ અથ કાવ્યં ॥ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ જિનેંદ્રાય પુષ્પાણિ યજામહે સ્વાહા ॥ ઇતિ તૃતીયપૂજા સમાપ્ત ॥

---

## ॥ अथ चतुर्थ धूपपूजा प्रारंभ ॥

॥ દોહા ॥

કર્મેંધનકે દહનકોં, ધ્યાનાનલ કરી ચંડ ॥
દ્રવ્ય ધૂપ કરી આતમા, સહજ સુગંધિત મંડ ॥ ૧ ॥

॥ રાગ પીલુ અથવા બરવા ॥

ધૂપ પૂજા અઘ ચૂરે ભવિકા, ધૂપ પૂજા અઘ ચૂરે ॥ એ તો ભવ ભય નાસત દૂરે રે ॥ભ૦॥ એ આંકણી ॥ કૃષ્ણાગર અંબર ઘનસારે, તગર કપૂર સનૂરે ॥ કુંદરૂ મૃગમદ તુરક સુગંધિ, ચંદન અગર સચૂરે રે ॥ ભવિકા૦ ॥ ૧ ॥ એ સબ ચૂરણ કરી મનરંગે, ભંગે કરમ અંકૂરે ॥ નવ નવ રંગી શુદ્ધદશાંગી, જિનવર આગે અડૂરેં રે ॥ ભવિકા૦ ॥૨॥ ધૂપદાન કંચન મણિ રત્ને, જડિત ઘડિત અતિ પૂરે ॥ નિર્ધૂમ પાવક અતિ ચમકંતી, જિનપતિકોં કર તું રે ॥ભવિકા૦॥ ॥ ૩ ॥ જિનવર મંદિરમેં મહમહતી, દશદિગ્ સુગંધ પૂરે ॥

આતમ ધૂપ પૂજન ભવિજનકે, કરમ દુર્ગંધને ચૂરેરે ॥ભ૦॥૪

॥ દોહા ॥

ધૂપદાન નિજ ઘટ કરી, જિનભક્તિવર ધૂપ ॥
કરમ કુગંધી મિટ ગઇ, પૂજે આતમભૂપ ॥ ૧ ॥

॥ અથ ગીતં ॥ રાગ ખમાચકા તિલાના ॥

પૂજિત આનંદ કંદ રી, હેરી માઈ ॥ પૂજિત૦ ॥ એ આંકણી ॥ જિનપ જિનંદ ચંદ, પૂજે સુર નર વૃંદ ॥ સેવત અનૂપ ધૂપ, મિટે દુર્ગંધ રૂપ ॥ જિનવર અંધ ભ્રમ, તિમિર-ભાનુ તું ॥ મરન હરન તુમ, ચરનનનન ॥ પૂ૦ ॥ ૧ ॥ દશ અંગ ધૂપ ખેવી, દશાહી નિદાન સેવી ॥ સુભગ સુરંગી રંગી, મુગતી વધૂટી લેવી ॥ જિનવર સેવી હમ, ઉર્ધ્વ અભંગ ગતિ ॥ તિમ તુમ ગતિ જિન, અરચનનનન ॥ પૂ૦ ॥ ૨ ॥ સિદ્ધ બુદ્ધ અજર, અમર અ ન નિર્મળ ॥ કાલવેદી ભવ છેદી, દૂર કરી કલમલ ॥ એસા મહાનંદ પદ, ધૂપ પૂજા ફળ કરે ॥ અખય ભંડાર ભરે, કોન કરે વરનનનન ॥ પૂ૦ ॥૩॥ વામ અંગે ધૂપ કરી, પૂજી મન શુદ્ધ કરી ॥ ચાર ગતિ દુઃખ હરી, આત્મ આનંદ ભરી ॥ વિનયંધર નૃપ સાત, ભવ સિદ્ધિ વર ॥ નહિં કોઇ તુમ વિન, સરનનનન ॥ પૂજિત૦ ॥૪॥

॥અથ કાવ્યં॥ મંત્રઃ ॥ ૐ -હ્રીઁ શ્રી પરમ૦ જિનેંદ્રાય ધૂપં યજામહે સ્વાહા ॥ ઇતિ ચતુર્થ પૂજા ॥ ૪ ॥

## ॥ अथ पंचम दीपकपूजा प्रारंभ ॥

॥ દોહા ॥

પંચમ પૂજા જિનતણી, પંચમી ગતિ દાતાર ॥
દીપકસેં પ્રભુ પૂજિયે, પામીયે કેવલ સાર ॥ ૧ ॥

॥ રાગ સિંધ કાફી ॥

પૂજો અરિહંત રંગે રે, ભવિ ભાવ સુરંગે ॥પૂજો૦॥ એ આંકણી ॥ દીપક જ્યોતિ બની નવરંગી, જિનજીકે દાહીણ અંગ ॥ રયણ જડિત ચમકત શુભ રંગે, ગોઘૃત ભરી અતિ ચંગ રે ॥ ભવિ૦ ॥ ૧ ॥ કરૂણારસસેં ધરી શુભ ફાનસ, મરત ન જેમ પતંગ ॥ ઝગમગ જ્યોતિ સુંદર દીપે, અનુભવ દીપ અભંગ રે ॥ ભવિ૦ ॥ ૨ ॥ જિન મંદિરમેં દીપ પ્રગટ કરી, ભાવના શુદ્ધ મન રંગ॥ ધ્યાન વિમલ કરતાં અઘ નાસે, મિથ્યા મોહ ભુજંગ રે ॥ ભવિ૦ ॥૩॥ દીપ દરસસેં તસ્કર નાસે, આતમ તિમિર ઉત્તંગ ॥ તિમ જિન પૂજિત મિસે ચિત્ત દીપક, જરત હેં સમરપતંગ રે ॥ ભવિ૦ ॥ ૪ ॥

॥ દોહા ॥

દ્રવ્યદીપક વિભાવરી, તિમિર કરે સબ દૂર ॥
ભાવદીપક જિન ભક્તિસેં, પ્રગટે કેવલ સૂર ॥ ૧ ॥

॥ અથ ગીતં ॥ રાગ ભૈરવી ॥

દીપ જયંકર ચિદ્ઘન સંગી, કેવલ જગત પ્રકાશે રે ॥એ આંકણી॥ દ્રવ્યદીપક અર્ચન કરી રંગે, મિથ્યાતિમિર

નિરાસે રે ॥ તસ ફલ કેવલ દીપ સુહંકર, લોકાલોક વિકાસે રે ॥ દીપ૦ ॥ ૧ ॥ પડત પતંગ ન ધૂપકી રેખા, કેવલ દીપ ઉજાસે રે ॥ જનમ મરણ ગતિ ચાર ભયંકર, દુર્મતિ દુઃખ સબ નાસે રે ॥ દીપ૦ ॥ ૨ ॥ ઘૃત વિન પૂરે જ્યોતિ અખંડિત, વર્તિક મલ ન ચિકાસે રે ॥ પાપ પતંગ જરત સબ છિનમેં, જ્યોતિમેં જ્યોતિ મિલાસે રે ॥ દીપ૦ ॥ ૩ ॥ જિનમતિ ધનસિરિ દીપ પૂજનસેં, સિદ્ધગતિ સુખરાસેં રે ॥ આતમ આનંદઘન પ્રભુ મિલશે, પૂજત ભવિ જો ઉલ્લાસે રે ॥ દીપ૦ ॥ ૪ ॥

॥ અથ કાવ્યં ॥ મંત્રઃ ॥ ઓઁ હ્રીઁ શ્રી પદ્મમ૦ જિનેંદ્રાય દીપં યજામહે સ્વાહા ॥ ઇતિ પંચમ પૂજા સમાપ્ત ॥ ૫ ॥

## ॥ अथ षष्ठ अक्षतपूजा प्रारंभ ॥

॥ દોહા ॥

અક્ષય શિવસુખ કારણે, અક્ષતપૂજા સાર ॥
ચૌગતિ ચૂરણ સાથિયો, કરે કુમતિ મત છાર ॥ ૧ ॥

॥ રાગ વઢંસ ॥

તુમ તો સુઘર ભયે શિવ સાધો, અક્ષતપૂજા કરો મનમેં રે ॥ તુમ૦ ॥ એ આંકણી ॥ અક્ષત તંદુલ મણિ મુક્તાફલ, સાથીઓ કર જિન બિંબ પૂરો રે ॥ માણક મરકત અંક આદિસે, જિન પૂજી મન આનંદ લો રે ॥ તુમ૦ ॥ ૧ ॥ તંદુલ ગોધૂમ અન્ન અખંડિત, આદિ લેઇ ઢિગ પૂજ કરો રે ॥

અક્ષતપૂજા કરી મન રંગે, અક્ષત સુખ ભંડાર ભરો રે ॥ તુમ૦ ॥ ૨ ॥ આતમ અનુભવ રત્ન સુરંગો, ચિંતામણિ સુરદ્રુમ ખરો રે, અક્ષતપૂજાસેં ભવિ પ્રગટે, જિનવર ભક્તિ હૃદયમે ધરો રે ॥ તુમ૦ ॥ ૩ ॥

॥ દોહા ॥

શુદ્ધાક્ષત તંદુલ ગ્રહી, નંદાવર્ત્ત વિધાન ॥
જિન સન્મુખ હોય પૂજિયે, જરે કરમસંતાન ॥૧॥

॥ અથ ગીતં ॥ રાગ મરાઠીમેં ॥

અરિહંત પદ અર્ચન કરી ચેતન, જિન સરૂપમેં રમ રહીયેં ॥ નિજસતા પ્રગટે જારકે, કરમ ભરમ નિજ સુખ લહિયેં ॥ અરિ૦ ॥ એ આંકણી ॥૧॥ તું નિજ અચલ ઇશ વિભુ ચિદ્દઘન, રંગ રૂપ વિન તું કહિયેં ॥ અજ અચલ નિરાશી, શિવશંકર અઘહર જગ મહીયે ॥ અરિ૦ ॥૨॥ અવ્યય વિભુ નિરંજન સ્વામિ, ત્રિભુવન રામી તું કહીએ ॥ સબ તેરી વિભૂતિ, અક્ષત અર્ચનસેં ઝટ લહિયેં ॥અરિ૦॥ ॥ ૩ ॥ મરૂદેવી નંદન ચરણુસુહંકર, ક્ષીર જુગલ અક્ષત ગહિયેં ॥ કરી અર્ચન સુરનર, અંતમેં પરમાત્મપદ રસ વહીયેં ॥ અરિહંત૦ ॥ ૪ ॥

॥ અથ કાવ્યં ॥ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ જિનેંદ્રાય અક્ષતાન્ યજામહે સ્વાહા ॥

॥ઇતિ ષષ્ટ પૂજા સમાપ્ત ॥ ૬ ॥

## ॥ अथ सप्तम नैवेद्यपूजा प्रारंभ ॥

॥ દોહા ॥

શુચિ નિવેદ્યરસ સરસશું, ભરી અષ્ટાપદ થાળ ॥
વિવિધ જાતિ પકવાનસેં, પૂજિયે ત્રિભુવનપાળ ॥૧॥

॥ રાગ ઠુમરી ॥

જિન અર્ચન સુખદાના રે ॥ ભવિકા ॥ જિન૦ ॥ એ આંકણી ॥ અમૃતિ અમૃત પાક પતાસાં, બરફી કંદ વિદાના રે ॥ ફેણી ઘેબર મોદક પેંડા, મગદળ પેંડા સોહાનારે ॥ જિન૦ ॥ ૧ ॥ લાખણસાઇ સક્કરપારા, મોતીચૂર મનમાના રે॥ ખાજાં ખુરમાં ખીર ખાંડ ઘત, સેવ કંસાર વિધાના રે ॥ જિન૦ ॥ ૨ ॥ સાટા ઢોકાં મઠડી સબુની, કલાકંદ કલિદાના રે ॥ સીરા લાપસી પૂરી કચોરી, શાલ દાલ ઘૃત આના રે ॥ જિન૦ ॥ ૩ ॥ ઈત્યાદિ નૈવેદ્ય સુરંગા, પૂજિયેં ત્રિભુવન રાના રે ॥ આતમ આનંદ શિવપદ રંગી, સંગી સદા આધાના રે ॥ જિન૦ ॥ ૪ ॥

॥ દોહા ॥

અનાહાર પદ દીજિયેં, હે ! જિન દીનદયાળ ॥
કરૂં અર્ચન નૈવેદ્યશું, ભર ભર સુંદર થાળ ॥ ૧ ॥

॥ અથ ગીતં ॥ રાગ જંગલો ॥

( મહાવીર તોરે સમવસરણકી રે. મહા૦—એ દેશી. )

જિનંદા તોરે ચરણકમલકી રે, જો કરે અર્ચન નર

નારી ॥ નૈવેદ્ય ભરી શુભ થારી, તન મન કર શુદ્ધ આગારી ॥ જિનંદા તોરે ચરણ સરણકી રે ॥ જિનંદા૦ ॥ ૧ ॥ વીણા રંગ રાજે રે, મૃદંગ ધ્વનિ ગાજે રે, વાજે વાજિંતર ભારી ॥ મિલ અર્ચન જન શૃંગારી, આયે જિનમંદિર શુભકારી ॥ જિનંદા૦ ॥ ૨ ॥ ભવિજન પૂજે રે, જગમેં દેવ ન દૂજે રે, ધ્રૂજે જિમ કરમ કઠારી ॥ માગું પદ અણાહારી, જ્યું વેગે વરૂં શિવનારી ॥ જિનંદા ॥ ૩ ॥ પૂજા ફલ જાતા રે, હાલીજન રાજા રે, આતમકોં આનંદકારી ॥ ભવ ભ્રાંતિ મિટ ગઇ સારી, જિમ અર્ચનકી બલિહારી ॥જિનંદા ॥૪॥

॥ અથ કાવ્યં ॥ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ જિનેંદ્રાય નૈવેદ્યં યજામહે સ્વાહા ॥

॥ ઇતિ સપ્તમ પૂજા સમાપ્ત ॥ ૭ ॥

## ॥ अथ अष्टम फलपूजा प्रारंभ ॥

॥ દોહા ॥

અષ્ટ કરમકે હરનકોં, આઠમી પૂજા સાર ॥
અડગુણ આતમ પરગટે, ફલ પૂજન ફલકાર ॥ ૧ ॥

॥ રાગ ઠુમરી ॥

( મહાવીર ચરણુમે જાય, મેરા મન લાગ રહ્યા.—એ દેશી. )

મેરા મન રંગ રહ્યા, ફલ અર્ચનમેં સુખદાય ॥મેરા૦॥ ॥ એ આંકણી ॥ શ્રીફળ પૂગી પિસ્તા બદામ, દ્રાક્ષ અખોડ મિલાય ॥ મેરે૦ ॥ ૧ ॥ ખારક મીઠે અંબ નારંગી, કદલી

સીતાફળ લાય ॥ મેરો૦ ॥૨॥ દ્રાખ આલૂચાં ફનસ સંતરાં, અંગુર જંબીર સુહાય ॥ મેરો૦ ॥ ૩ ॥ તરબૂજાં ખરબૂજ સિંગોડાં, સેવ અનાર ગિનાય ॥ મેરો૦ ॥ ૪ ॥ ઇત્યાદિ શુભ ફળ રસ ચંગે, કંચન થાળ ભરાય ॥ મેરો૦ ॥ ૫ ॥ ફળસેં પૂજા અર્હન્ કેરી, આતમ શિવફળ થાય ॥ મેરો૦ ॥ ૬ ॥

॥ દોહા ॥

ઇંદ્રાદિક જિમ ફળ કરી, પૂજે શ્રી અરિહંત ॥
તિમ શ્રાવક પૂજન કરે, ફળ વરે સાદિ અનંત ॥ ૧ ॥

॥ અથ ગીતં ॥ રેખતા ॥

જિનવર પૂજ સુખકંદા, નસે અડકર્મકા ધંદા ॥ સુંદર ભરી થાળ રતનંદા, જિનાલયે પૂજ જિનચંદા ॥ જિન૦ ॥ ॥ ૧ ॥ એ આંકણી ॥ વિવિધ ફળ સાર રસ ચંગા, અપુનરાવૃત્તિ ફળ મંગા ॥ અડ દિહ્નિ સંપદા રંગા, બુદ્ધિ સિદ્ધિ શિવ વધુ સંગા ॥ જિન૦ ॥ ૨ ॥ પૂજે ભવિ ભાવશું રંગા, કરી અડકર્મશું જંગા ॥ કરી શુદ્ધ રૂપ અનંગા, ઉતરી અનાદિથી ભંગા ॥ જિન૦ ॥ ૩ ॥ કીરયુગ દુર્ગતા તંગા, કરી ફળ પૂજના મંગા॥ આતમ શિવરાજ અભંગા, વિમળ અતિ નીર જિમ ગંગા ॥ જિન૦ ॥ ૪ ॥

॥અથ કાવ્યં॥ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રીં ॥ પરમ૦ જિનેંદ્રાય ફલં યજામહે સ્વાહા ॥

॥ ઇતિ અષ્ટમ પૂજા સમાપ્ત ॥ ૮ ॥

॥ અથ કળશ ॥

( રાગ ધન્યાશ્રી )

પૂજન કરો રે આનંદી, જિનંદ પદ પૂજન કરો રે આનંદી ॥ એ આંકણી ॥ અષ્ટપ્રકારી જન હિતકારી, પૂજન સુરતરૂ કંદી ॥ જિ૦ ॥ ૧ ॥ શ્રાવક દ્રવ્યભાવ કરે અર્ચન, મુનિજન ભાવ સુરંગી ॥ જિ૦ ॥ ૨ ॥ ગણધર સુરગુરૂ સુરપતિ સગરે, જિનગુણ કોન કહંદી ॥ જિ૦ ॥ ૩ ॥ મેં મતિ મંદહી બાલ રમણ જ્યું, જિનગુણ કથન કરંદી ॥ જિ૦ ॥ ॥ ૪ ॥ તપગચ્છ મુનિપતિ વિજય સિંહવર, સત્યવિજય ગણિ નંદી ॥ જિ૦ ॥ ૫ ॥ કપૂર ક્ષમા જિનોત્તમ સદ્દગુરૂ, પદ્મરૂપ સુખકંદી ॥ જિ૦ ॥ ૬ ॥ કીર્ત્તિવિજય કસ્તૂર સુહંકર, મણિવિજય પદ વંદી ॥ જિ૦ ॥ ૭ ॥ શ્રીગુરૂ બુદ્ધિવિજય મહારાજા, કુમતિ કુપંથ નિકંદી ॥ જિ૦ ॥ ૮ ॥ શિખિ જુગ અંક ઈંદુ (૧૯૪૩) શુભ વર્ષે, પાલીતાણા સુરંગી ॥ જિ૦ ॥ ૯ ॥ વિમલાચળ મંડન પદ ભેટી, તન મન અધિક ઉમંગી ॥ જિ૦ ॥ ૧૦ ॥ આતમરામ આનંદ રસ પીનો, જિન પૂજત શિવસંગી ॥ જિનંદ૦ ॥ ૧૧ ॥

॥ ઇતિ શ્રીમદાત્મારામજી (આનંદવિજયજી) મહારાજ વિરચિત અષ્ટપ્રકારીપૂજા સમાપ્ત ॥

# શ્રી નવપદપૂજા પ્રારંભ.

## ॥ अथ प्रथम श्री अरिहंतपदपूजा प्रारंभः ॥

॥ દોહા ॥

શ્રી સંખેશ્વર પાસજી, પૂરે વંછિત આસ ॥
સિદ્ધચક્ર પૂજા રચુ, જિમ તૂટે ભવપાસ ॥ ૧ ॥
ઉપકારી જિનરાજકી, પૂજા પ્રથમ વિધાન ॥
જો ભાવિ સાધે રંગસૂં, અજર અમરકી ખાન ॥૨॥
ઉત્પન્ન જ્ઞાન સત રૂપ હૈ, પ્રતિહારજ સોભંત ॥
સિંહાસન બેઠે વિભુ, દે ઉપદેશ મહંત ॥ ૩ ॥

॥ રાગ કમાચ ॥

જિન પૂજન આનંદ ખાની (૨) ॥ અંચલી ॥ સંતિ અનંત પ્રમોદ અનંગં, સત્ ચિત્ આનંદ દાની ॥ જિન૦ ॥ ૧ ॥ તીર્થંકર શુભ નામકર્મ કે, ઉદય કહે જિનવાની ॥ જિન૦ ॥ ॥૨॥ ઘાતિકર્મકા નાશ કરીને, અષ્ટાદશ મલ હાની ॥ જિ૦ ॥ ॥ ૩ ॥ કરે અઘાતિ જીર્ણ વસનસેં, તીર્થેશ્વર પદ ઠાની ॥ ॥ જિન૦ ॥ ૪ ॥ ઐસે અર્હન્ દેવ સુહંકર, ભયભંજન નિર્વાની ॥ જિન૦ ॥ ૫ ॥ આત્મ આનંદ પૂરણ સ્વામિ, નમો દેવ મન માની ॥ જિન૦ ॥ ૬ ॥

॥ દોહા ॥

શાસનપતિ અરિહા નમો, ધર્મધુરંધર ધીર ॥

દેશના અમૃત વર્ષણી, નિજ વીરજ વડવીર ॥૧॥
નિર્મળ જ્ઞાન અખય નિધિ, શુદ્ધ રમણ નિજરૂપ ॥
થિરતા ચરણ સુહંકરૂ, પૂજો અર્હન્ ભૂપ ॥ ૨ ॥

( મહબૂબજાની મેરા.—યહ ચાલ. )

શ્રી અર્હન્ સ્વામિ મેરા, છિન નાહિ ભૂલના રે ॥ તુમ પૂજો ભવિ મન રંગે, ભવ ભયહિ મિટાના ॥ શ્રી૦ ॥ ૧ ॥ ભવ તીજે વર તપ કરકે, સેવી નિદાના રે ॥ જિનનામકર્મ શુભ બાંધી, હુએ ત્રિભુવન ગના ॥ શ્રી૦ ॥ ૨ ॥ જિનકે કલ્યાણક દિવસે, નરકે સુહાના રે ॥ ઉદ્યોત હૂએ ત્રિભુવનમેં, અતિશય ગુણ ગાના ॥ શ્રી૦ ॥ ૩ ॥ પ્રભુ તીન જ્ઞાન લેઈ ઉપને, જગમેં સુભાના રે ॥ લેઇ દિક્ષા ભવિજન તારે, હૂએ કેવલજ્ઞાના ॥ શ્રી૦ ॥ ૪ ॥ મહા ગોપ સત્થ નિર્યામક, વલિ મહા મહાના રે ॥ યહ ઉપમા જિનકોં છાજે, તે ત્રિભુવન ભાના ॥ શ્રી૦ ॥ ૫ ॥ પ્રતિહાર અડજસ શોભે, ગુણ પૈંતીસ વાના રે ॥ પ્રભુ ચૌતિસ અતિશય ધારી, મહાનંદ ભરાના ॥ શ્રી૦ ॥ ૬ ॥ ભવિ અર્હન્પદકોં પૂજો, નિજરૂપ સમાનારો॥ જિન આત્મધ્યાને ધ્યાવે, તદ્રૂપ મિલાના ॥ શ્રી૦ ॥૭॥

॥ કાવ્યમ્ ॥ દ્રુતવિલંબિતવૃત્તમ્ ॥

॥ અખિલવસ્તુવિકાશનભાસ્કરં, મદનમોહતમસ્સુવિનાશકમ્ ॥ નવપદાવલિનામશુભક્તિતઃ, શુચિમનાઃ પ્રયજામિ વિશુદ્ધયે ॥ ૧ ॥

॥ મંત્રમ્ ॥ ૐ હ્રીં શ્રીં પરમપુરૂષાય પરમેશ્વરાય જન્મ જરામૃત્યુનિવારણાય શ્રીમતેઽર્હતે જલાદિકં યજામહે સ્વાહા ॥

॥ ઇતિ પ્રથમ અરિહંતપદ પૂજા સમાપ્ત ॥ ૧ ॥

## ॥ अथ द्वितीय सिद्धपदपूजा प्रारंभः ॥

॥ દોહા ॥

અલખ નિરંજન અચર વિભુ, અક્ષય અમર અમાર ॥
મહાનંદ પદવી વરી, અવ્યય અજર ઉદાર ॥ ૧ ॥
અનંત ચતુષ્ટય રૂપ લે, ધારી અચલ અનંગ ॥
ચિદાનંદ ઇશ્વર પ્રભુ, અટલ મહોદય ચંગ ॥ ૨ ॥
અષ્ટ કર્મકોં ક્ષય કરી, ફિર નહિ જગ અવતાર ॥
સિદ્ધ બુદ્ધ સતરૂપહી, શિવરમણી ભરતાર ॥ ૩ ॥

( નિજ સ્વરૂપ જાને વિનુ ચેતન —યહ ચાલ. )

સિદ્ધ સ્વરૂપ જાને વિનુ ચેતન, મિટે નહીં જગકા ફેરા ॥ સહૂ કુમત વિહંડી છાંડદે, મમતા રંડીકા ડેરા ॥ સિદ્ધ૰ ॥૧॥ ત્રિભાગો નહીં ચરમ દેહસેં, જ્ઞાનમય આત્મ કેરા ॥ નિરાવરણહી જ્યોતિ નિરાબાધ, વગાહન વિભુ તેરા ॥ સિદ્ધ૰ ॥ ॥ ૨ ॥ સકલ કર્મમલ દૂર કરીને, પુરણ અડગુણ લે સંગી ॥ નિજ ગુણ પર્યાયે બોલતે, જિન મતમેંહી સતભંગી ॥ સિદ્ધ૰ ॥ ૩ ॥ સ્વદ્રવ્યહી ખેતર કાલ સ્વભાવે, સ્વપર સત્તા ગિન જ્ઞાની ॥ નિજગુણહી અનંતે શક્તિ, વ્યક્તિ કર મન માની ॥ સિદ્ધ૰ ॥ ૪ ॥ એક અનેક સ આદિ અનાદિ, અંત

રહિત જિનવર વાની ॥ નિજ આત્મરૂપે અજ અમલ, અખંડિત સુખ ખાની ॥ સિદ્ધ૦ ॥ ૫ ॥

॥ દોહા ॥

પ્રદેશાંતર ફરસે નહિ, એક સમય ગતિ જાસ ॥
સદાનંદમય આત્મા, પાવે શિવપુર વાસ ॥ ૧ ॥

॥ રાગ ભૈરવી તથા કાફીમેં ગઝલ ॥

( મુખ બોલ જરા.—યહ ચાલ. )

ટુક ખોજ જરા મન લાય ખરા, સિદ્ધ ઔર નહીં તુ ઔર નહીં ॥ ટુક૦ ॥ અંચલી ॥ અતિ પૂજ ખરા સિદ્ધચક્ર ધરા, નિજ કારણ માન અભંગ વરા ॥ જબ પૂજા કરે સબ પાપ ઝરે ॥ સિદ્ધ૦ ॥ ૧ ॥ ઉપાદાન તુંહી સિદ્ધરૂપ તુહી, હૈ નિમિત્ત ખરો સિદ્ધચક્ર મુહી ॥ જબ ધ્યાતા ધ્યેય અરૂ ધ્યાન મિલે ॥ સિદ્ધ૦ ॥ ૨ ॥ બંધન છેદ અસંગ લહી, ગતિ કારણ પૂર્વ પયોગ કહી ॥ જબ ગતિ પરિણામકા રાગ ગહે ॥ સિદ્ધ૦ ॥ ૩ ॥ એક સમય ગતિ ઉર્દ્ધ કરી, થિરરૂપ ભયે સબ વિઘ્ન જરી ॥ જબ જ્યોતિસે જ્યોતિ મિલે સુધરી ॥ સિદ્ધ૦ ॥ ૪ ॥ નિર્મલ સિદ્ધશિલાથી સહી, એક જોયણ લોકનો અંત કહી ॥ જબ સાદિ અનંત સ્વરૂપ ગહી ॥ સિદ્ધ૦ ॥ ૫ ॥ સુખકી ઉપમા જગમે નહીં, તિણ કેવલજ્ઞાની શકે ન કહી ॥ જબ સહજ સમાધીકે રંગ પગે ॥ સિદ્ધ૦ ॥ ૬ ॥ રૂપાતીત સ્વભાવ ધરે, શુદ્ધ કેવલજ્ઞાનહી દર્શ વરે ॥ જબ આત્મારામ

આનંદ ભરે ॥ સિદ્ધ૦ ॥ ૭ ॥

॥ કાવ્યમ્ ॥ અખિલવસ્તુવિકાશનભાસ્કરં મદનમોહ તમસ્સુવિનાશકમ્ ॥ નવપદાવલિનામસુ ભક્તિતઃ, શુચિમનાઃ પ્રયજામિ વિશુદ્ધયે ॥ ૨ ॥

॥ મંત્રમ્ ॥ ૐ -હ્રીં શ્રી પરમપુરૂષાય પરમેશ્વરાય જન્મજરામૃત્યુનિવારણાય શ્રીમતે સિદ્ધાય જલાદિકં ય૦ સ્વાહા॥

॥ ઇતિ દ્વિતીય શ્રી સિદ્ધપદ પૂજા સમાપ્ત ॥ ૨ ॥

## ॥ अथ तृतीय श्री सूरिपदपूजा प्रारंभ ॥

॥ દોહા ॥

તીજે પદ સૂરિ નમો, રવિ જિમ તેજ પ્રકાશ ॥
કલહ કદાગ્રહ છોરિને, કરી કુમતિકા નાશ ॥ ૧ ॥

॥ રાગ પરજ કલિંગડા ॥

( જનવર વચનં શ્રુતિ અમૃત—યહ ચાલ. )

સુરિજન અર્ચન સુરતરૂ કંદ ॥ સુરિજન૦ ॥ અંચલી ॥ તત્ત્વબોધ જિન આગમ ધારી, સદા નિવારી ભવભય ફંદ ॥ ષટ્ વર્ગે વર્ગિત ગુણ શોભે, પંચાચાર ધરે નિરધંદ ॥સુ૦॥ ॥ ૧ ॥ સૂત્રાનુસારી દીએ દેશના, ભવિ ચકોર શશિ કરત આનંદ ॥ ચિદાનંદ રસ સ્વાદ મગનતા, પરભાવે ન ખચે મુનિચંદ ॥ સુ૦ ॥૨॥ નિષ્કામી નિર્મલ શુદ્ધ ચિદ્‌ઘન, દર્શન જ્ઞાન ચરણ શિવકંદ ॥ સાધે સાધ્ય ભવિકજન બોહે, ગુણ સંતપ નિર્મલ જિમ ચંદ ॥સુ૦ ॥૩॥ સહજ સમાધિ સંવર

